મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા, નં. ૨.

# ઈસ્લામનો ભરતીઓટ.

અથવા

## “ મુસદ્દસેહાલી. ”

મૂળ કર્ત્તા

શમસુલ ઉલમા જનાબ અલતાફહુસેન સાહેબ હાલી.

ઉર્દુ ઉપરથી ભાષાન્તરકર્ત્તા

નનામિયાં રસૂલમિયાં,

શાહપુર શાળાના હેડમાસ્તર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ.

સને ૧૯૦૭. સંવત ૧૯૬૪.

મૂલ્ય આઠ આના.

મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો

# ઉપોદ્‌ઘાત.

---

મુસલમાન કોમમાં સાંસારિક રીતરીવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રસાર થાય તેવાં પુસ્તકો ઇનામ આપીને રચાવવા માટે કાઠીઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વીપ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્ત્તા **મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ** રૂ૦ ૨૫૦૦) ની ત્રણ ટકાની સરકારી પ્રામીસરી નોટો સન ૧૯૦૩ માં સોસાઇટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તે જ સાલમાં સદરહુ નોટો વેચી તેનાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં સવાચાર ટકાનાં રૂ૦ ૨૨૦૦) નાં ડીબેંચરો લીધાં છે. તેના વ્યાજમાંથી "**મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા**"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:-

૧. મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો.

૨. ઇસ્લામનો ભરતીઓટ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,

અમદાવાદ, તા. ૧૦-૧૨-૧૯૦૭.

## ભાષાન્તરકર્તાની પ્રસ્તાવના.

આ ગ્રંથ લખવાનો મુખ્ય ઉદ્દેશ ઇસ્લામી કોમને ગાઢ નિદ્રામાંથી જગાડી સુધરવા તરફ તેનું ધ્યાન ખેંચવાનો છે. આગલા વખતમાં ઇસ્લામીઓ કેવા ઉન્નતિને શિખરે ચઢેલા હતા, દુનિયામાં તેમની કીર્તિ કેવી ગાજી રહી હતી ને સામ્પ્રત કાળમાં તેઓ કેવી અધોગતિએ પહોંચ્યા છે. કેળવણીમાં, હુન્નરકળામાં, વેપારવણજમાં ને રાજકાજમાં કેવા પાછળ પડી ગયા છે, તેથી બીજી પ્રજાઓમાં તેમનું વજન કેવું કમી થઈ ગયું છે, વગેરે બીના અસરકારક રીતે વર્ણવી ગ્રંથકર્તાએ તેમનામાં લજ્જા ઉત્પન્ન કરી છે, ને આ વિદ્યાકળાની અભિવૃદ્ધિના સમયમાં અન્ય પ્રજાઓની પેઠે પોતાની સ્થિતિ સુધારવાને તેમનામાં ઉત્સાહ જગાડવાનો પ્રયત્ન કર્યો છે.

૨. આ દેશમાં પ્રથમ જે મુસલમાનો આવ્યા તે ધર્મનિષ્ટ, નીતિવાન, સાદા, સંપીલા, શૂરા ને ઉદ્યોગી હતા. જ્યાં લગી આ દેશમાં તેમજ બીજા દેશોમાં તેમનાં આચરણ શુદ્ધ રહ્યાં ત્યાં લગી તેમની જાહોજલાલી ટકી રહી. પરંતુ રાજ્યપ્રાપ્તિ પછી જેમ હમેશાં બને છે, તેમ ધીમે ધીમે તેઓ મોજમઝામાં પડતા ગયા ને તેને પરિણામે તેમનામાં ધર્મનીતિનો અભાવ, આળસ, અજ્ઞાનતા ને ગફલત પ્રવેશ કરતાં ગયાં. જે વિદ્યાહુન્નર, સદ્દવર્તન, ઊંચાં લક્ષણ ને ધર્મનિષ્ટપણાથી તેઓ ઊંચી પદ્વીએ ચઢ્યા હતા. તે ઉત્તમ સદ્દગુણો ધીમે ધીમે તેમનામાંથી નાશ પામતા ગયા, ને છેવટે દોલત, માનપ્રતિષ્ઠા ને રાજસત્તા ગુમાવી બેઠા ને છેક દુર્દશામાં આવી પડ્યા. તેમાંથી નીકળવાને હવે કેવી રીતે વર્તવાની જરૂર છે, તે વિષે ગ્રંથકર્ત્તાએ આ પુસ્તકમાં ઘણો ઉત્કૃષ્ટ બોધ કરેલો છે.

૩. મૂળ ગ્રંથકારે કેટલેક ઠેકાણે કોમને માટે સખ્ત શબ્દો વાપર્યા છતાં પણ થોડી મુદ્દતમાં આ ગ્રંથ લોકપ્રિય થઇ દેશના ઘણા ભાગમાં તેનો બહોળો ફેલાવો થયો છે, તે આશ્ચર્ય જેવું જણાય છે. એ રીતે ગ્રંથકારના

પ્રહાર ઉપર લક્ષ ન આપતાં કોમે આ ગ્રંથનો ભાવથી સત્કાર કર્યો છે તે વિષે બીજી પ્રસ્તાવનામાં ગ્રંથકર્તાએ ખુલાસો કરેલો છે, પણ તે ખુલાસો તેમની નમ્રતા બતાવે છે. ખરી વાત એ છે કે ગ્રંથકારે કોમની સ્થિતિનું આપેલું ખરૂં ચિત્ર, કોમ પ્રત્યે અંતઃકરણની ઉભરાતી દાઝ, તેમના રસિક અને સુબોધકારી ઉમદા વિચાર અને ખરૂં જુસ્સાદાર લખાણ એ જ કોમને આ ગ્રંથની મોહની લાગવાનાં સ્વાભાવિક કારણો છે.

૪. ઇસ્લામી કોમના આગેવાન વર્ગોની સ્થિતિ વર્ણવતાં ગ્રંથકર્તાએ મનની ઊંડી દાઝથી કેટલેક ઠેકાણે તીખાં વચનો વાપરેલાં છે, તે ખરૂં જોતાં વાચકને માટે જરૂરનાં છે. તેમ છતાં કોઈનું મન ન દુભાય એવા હેતુથી મૂળ ગ્રંથમાં જ્યાં એવાં વચનો ને વાક્યો જોવામાં આવ્યાં તે મૂકી દીધાં છે.

૫. શમસુલ ઉલમા મોલવી અલ્તાફહુસેન સાહેબ હાલીએ આ લઘુગ્રંથ લખીને પોતાની કોમ પ્રત્યે એક અગત્યની ફરજ બજાવી છે ને પોતાની ઊંચી વિદ્વત્તા, ઉત્તમ અનુભવ ને પ્રાસાદિક કવિત્વશક્તિનો સફળ ઉપયોગ કરી પોતાના જીવતરને કૃતાર્થ કર્યું છે.

૬. આ પુસ્તક સર્વ કોમના લોકોને ઉપયોગી થઈ પડે તેમાં પણ મુસલમાનો પૂરી રીતે એમાં વર્ણવેલી હકીકતની માહીતી મેળવી શકે એવા હેતુથી એની ભાષા બનતા લગી સહેલી રાખવાનો પ્રયત્ન કર્યો છે. તેમ છતાં પણ શુદ્ધ ગુજરાતી ભાષા લખવા જતાં તેમાં સંસ્કૃત શબ્દો આવ્યા વિના રહેતા નથી, માટે જ્યાં એવા શબ્દો વપરાયા છે, ત્યાં દરેક પૃષ્ઠમાં નીચે ટીપમાં તેના અર્થ લખેલા છે. તેમ આ ગ્રંથમાં આવેલા મહાન્ પુરૂષો, નગરો, નદિયો, પર્વતો અને પ્રાંતો વિષે પણ ટીપમાં ટૂંકી સમજુતી આપી છે. મૂળમાં તેમનાં, ઉર્દૂ ગ્રંથોમાં વપરાતાં જૂના અરબી નામો લખેલાં છે તેની ગુજરાતી પ્રજાને માહીતી નથી માટે તે નામો બદલીને ગુજરાતી સાહિત્યમાં હાલમાં તેમનાં જે નામો વપરાય છે તે લખવાની બનતી કો-

શિશ કરી છે. અલ્લાહ અને ખુદાને બદલે ગુજરાતી ભાષામાં પ્રભુ, ઈશ્વર, જગદીશ્વર વગેરે શબ્દો વપરાય છે તેથી ભાષાશુદ્ધિ જાળવવાને માટે એ શબ્દો વાપરેલા છે. પરંતુ ઉમ્મત, ગસ્સાલ અને શહીદ વગેરે શબ્દોનો અર્થ સૂચવનારા ગુજરાતી શબ્દો નથી તેથી ભાષાન્તરમાં એ જ શબ્દો દાખલ કરવાની જરૂર પડી છે. આ ગ્રંથ જો કે મુસલમાન કોમને ઉદ્દેશીને લખેલો છે. તોપણ એમાં મુસલમાનોની અવદશાનું આપેલું ચિત્ર ને તે દૂર કરવાનો બોધ કેટલેક દરજ્જે હિંદુઓને પણ લાગુ પડે છે. માટે આ પુસ્તક તેમને પણ ઉપયોગી થઈ પડશે એમ હું ધારૂં છું.

૭. જો કે મુસલમાનોના મોટા ભાગની ભાષા સામાન્ય રીતે ઉર્દૂ છે તોપણ તે ઉર્દૂ ઉત્તર હિંદના મુસલમાનો કરતાં સાદી ને સહેલી છે, તેથી આ મુસદ્દસ જે ઉત્તર હિંદના ઉપલા વર્ગના લોકોની ભાષામાં રચાયેલું છે તે અહિંના ઉર્દૂ બોલનારા થોડું ભણેલા મુસલમાનોને બરાબર સમજાય તેમ નથી, તેને લીધે તેમાંના ઘણાક ગુજરાતી શીખેલાઓને આ ભાષાન્તર ઉપયોગી થઇ પડશે. તે સિવાય આ પ્રાંતમાં લાખો મુસલમાનો એવા છે કે, જેમની જન્મભાષા ગુજરાતી છે, તેઓ આ ગ્રંથનો લાભ સારી રીતે લઇ શકશે. જો તેઓ આ પુસ્તક વાંચીને કે સાંભળીને તેમાંનો સાર ગ્રહણ કરશે તો આ ભાષાન્તરના શ્રમનો બદલો મળેલો માની હું સંતોષ પામીશ.

૮. છેવટે આ ગ્રંથનું ભાષાન્તર કરવાની મવલાના અલ્તાફહુસેન સાહેબ હાલીએ તા. ૧૯-૧૧-૦૬ ના પત્રથી મને પરવાનગી આપી તેને માટે હું તેઓ સાહેબનો મોટો ઉપકાર માનું છું.

અમદાવાદ,
તા. ૧૪-૯-૦૭ } નનામિયાં રસૂલમિયાં.

# મૂળ ગ્રંથકર્તાની પ્રસ્તાવના. ( પહેલી. )

બાલ્યાવસ્થાનો સમય ખરૂં જોતાં દુનિયાની બાદશાહીનો સમય છે તે એક એવા ચિત્તાકર્ષક અને મનોરંજક મેદાનમાં ગુજર્યો કે જે જંજાળની ફિકર ચિંતાથી દૂર હતો, જેમાં રેતીના ટેકરા કે કાંટાવાળી ઝાડી નહોતાં, ના વાવાઝોડાનાં તોફાન કે ના ઝેરી હવાની લહેરો હતી, જ્યારે તે મેદાનથી રમતગમત કરતા આગળ વધ્યા, તો તેનાથી પણ વધારે મન હરણ કરે એવું એક બીજું જંગલ દૃષ્ટિએ પડ્યું જેને જોતાંજ મનમાં હજારો તરંગ અને લાખો તરેહના ઉમંગ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયા. એ જંગલ જેમ આનંદકારી હતું, તેમ ભય ઉપજાવનારૂં પણ હતું. તેની લીલી ઝાડીમાં ભયંકર ફાડી ખાનારાં જનાવરો સંતાયેલાં હતાં, અને તેના મનોહર છોડવાઓ ઉપર સાપ અને વીંછી લપટાયલા હતા. તેની હદમાં ડગલું મુકતાં જ હરેક ખૂણામાંથી વાઘ, ચીતા, સાપ અને વીંછી નીકળી આવ્યા. યુવાવસ્થાના બગીચાની વસંતઋતુ જો કે જોવા લાયક હતી, તોપણ દુનિયાની મિથ્યા ખટપટોથી શ્વાસ લેવાની પણ નવરાશ ન મળી. ના તો ખુદ પસંદગીનો સમય આવ્યો, કે ના તો યુવાવસ્થાની હવા લાગી, ના તો સંયોગનો સ્વાદ ચાખ્યો, કે ના તો વિયોગની કડવાશ અનુભવી.

* * * * * *

૨૦ થી ૪૦ વરસની ઉમર લગી ઘાંચીના બેલની પેઠે એકજ ગોળચક્કરમાં ફરતા રહ્યા અને પોતાના મનથી આખી દુનિયાની પ્રદક્ષિણા કરી ચૂકયા, જ્યારે આંખો ઉઘડી ત્યારે જણાયું કે જ્યાંથી નીકળ્યા હતા ત્યાં જ હમણાં લગી છીએ.

દૃષ્ટિ ઊંચી કરીને જોયું તો આગળ પાછળ અને ડાબા જમણી એક વિસ્તીર્ણ મેદાન નજરે પડયું. જેમાંથી ચારે મેર જવાના અનેક રસ્તા નીકળેલા હતા, અને ખ્યાલ કરવાને માટે સમયનો સંકોચ નહોતો. મનમાં

આવ્યું કે કદમ આગળ વધારૂં અને તે મેદાનની સહેલ કરૂં; પરંતુ જે કદમ ૨૦ વરસ લગી એક ચાલથી બીજી ચાલ ચાલ્યા ન હોય, અને જેમની દોડ ગજ બે ગજ જમીનની મર્યાદામાં રહી હોય, તેનાથી વિસ્તીર્ણ મેદાનમાં કામ લેવું સહેલું નહોતું. તેની સાથે ૨૦ વરસની નકામી દોડાદોડીમાં હાથ, પગ થાકીને ચૂર થઈ ગયા હતા, ને ચાલવાની શક્તિ નાશ પામી હતી. પરંતુ પગમાં ચક્ર હોવાથી નિરાંતે બેસવું પણ મુશ્કેલ હતું. કેટલીક મુદ્દત લગી એ જ ચિંતામાં એવીજ સ્થિતિ રહી કે એક ડગલું આગળ વધતો હતો, ને બીજું પાછળ પડતું હતું. એવામાં એકાએક જોવામાં આવ્યું કે એક પરમેશ્વરનો બંદો જે આ મેદાનનો પહેલવાન છે, તે એક વિકટ માર્ગમાં આગળ પડેલો છે. ઘણાક લોકો જે તેની સાથે ચાલતા હતા તે પાછળ રહી ગયા છે, ને ઘણા પડતા આખડતા હજુ તેની સાથે ચાલ્યા જાય છે. પરંતુ તેમના હોઠ સૂકાઈ ગયા છે, પગમાં છાલાં પડ્યાં છે, શ્વાસ ચઢ્યો છે, ને ચહેરો ઉતરી ગયો છે. પરંતુ તે દૃઢ સંકલ્પવાળો પુરૂષ જે તેમનો આગેવાન છે, તે તેવી જ રીતે પોતાના કામ ઉપર કાયમ છે, ના તેને રસ્તાનો થાક લાગ્યો છે, ના સંગીઓના છૂટા પડવાની દરકાર છે, કે ના મજલના લંબાણનો ભય છે. તેની ત્રાંસી દૃષ્ટિમાં ગજબનો મોહ ભરેલો છે, કે જેની તરફ તે નજર ઊંચી કરીને જુએ છે, તે પોતાની આંખો બંધ કરી તેનો સાથી બની જાય છે. તેની એક દૃષ્ટિ મારા તરફ પણ પડી, અને પોતાનું કામ કરી ગઈ. ૨૦ વરસનો અથડાયેલો કુટાયેલો અને થાકેલો પાકેલો તે જ મહા વિકટ માર્ગમાં ચાલવા લાગ્યો. ના તો ખબર છે કે કયાં જઇએ છીએ, ના એમ માલમ છે કે કેમ જઇએ છીએ, ના સાચું આમંત્રણ છે, કે ના કદમની મજબૂતી છે. ના ઇરાદો છે કે ના દૃઢતા છે, ના સત્ય છે કે ના સ્નેહ છે, પરંતુ એક બળવાન હાથ છે, કે ખેંચતો ચાલ્યો જાય છે.

ઝમાનાનો નવો ઠાઠ જોઇને જૂની કવિત્વરીતિથી મન ભરાઇ ગયું

હતું ને જૂઠા તરંગો બાંધવાથી ઘણી શરમ આવવા લાગી હતી ના મિત્રોની ઉશ્કેરણીથી મન વૃદ્ધિ પામતું હતું, ના સાથીઓના ક્રોધથી કાંઈ જુસ્સો ચઢયો હતો. પરંતુ આ એક એવા નાસૂરનું મુખ બંધ કરવાનું હતું કે જે કોઈ ને કોઈ જગ્યાએથી ટપકયા સિવાય રહી શકતું નહોતું. તેને લીધે અંદરનો ઝેરી બાફ કે જેને રોકવાથી શ્વાસ રૂંધાતો હતો ને દિલ અને મગજમાં મોજાં ચાલતાં હતાં ને કોઇ બાજુ તરફ જવાનો માર્ગ શોધતાં હતાં. એવામાં કોમના એક સાચા શુભચિન્તક કે જે પોતાની કોમ સિવાય આખા દેશમાં આ જ નામથી પ્રસિદ્ધિ પામેલો છે, ને જેવી રીતે પોતાના જોરાવર હાથથી અને મજબૂત બાહુથી ભાઇઓની સેવા કરી રહ્યો છે, તેવીજ રીતે હરેક પછાત પડેલા અને કામ વગરનાઓને કામે લગાડવા ચહાય છે, તેણે આવીને સખ્ત ઠપકો દીધો અને શરમાવ્યો કે, વાચાવાળા પ્રાણીનો દાવો કરવો અને પરમેશ્વરે આપેલી વાચાથી કાંઇ કામ ન લેવું એ અતિશે શરમ ભરેલી વાત છે.

કોમની સ્થિતિ છેક બગડી ગઈ છે, બંધુઓ તદ્દન હલકા પડી ગયા છે, ઊંચ લોકો ધૂળમાં મળી ગયા છે, વિદ્યાનો નાશ થઈ ગયો છે, ધર્મનું માત્ર નામ બાકી રહ્યું છે, દરિદ્રતાનો ઘેરે ઘેર પોકાર પડી રહ્યો છે, ભૂખમરો ચારે મેર પ્રસરી રહ્યો છે, લક્ષણ બગડી ગયાં છે, ને બગડતાં જાય છે, ધર્માંધતાની ઘનઘોર ઘટા આખી કોમ ઉપર છવાઈ ગયેલી છે, રૂઢીની સાંકળી દરેકના પગમાં પડેલી છે, અજ્ઞાનતા ને પૂર્વજોની પેરવી સૌની પીઠ ઉપર સ્વાર છે, શ્રીમંતો જે કોમને ઘણો ફાયદો કરી શકે છે તે ગાફલ અને બેદરકાર છે. વિદ્વાનો જેમને કોમના સુધારામાં ઘણો દખલ છે તે ઝમાનાની જરૂરીયાતો અને મસલહતોથી નાવાકેફ છે. તેમાં જેનાથી જે કંઇ બની શકે તે બહેતર છે, નહિ તો અમે બધા એકજ વહાણમાં સવાર છીએ, અને આખા વહાણની સલામતીમાં અમારી સલામતી રહેલી છે. જો કે લોકો ઘણુંક લખી ચૂકયા છે, ને હાલ પણ લખે છે. પરંતુ કવિતા

કે જે સર્વના મનને ભાવે છે, અને ખાસ કરીને અરબોનો વારસો અને મુસલમાનોનો વંશપરંપરાનો હિસ્સો છે. તેમાં કોમને જાગ્રત કરવાને માટે હમણાં લગી કોઇએ લખ્યું નથી. જાહેર છે કે બીજી તદબીરોથી શું થયું કે આ તદબીરથી કંઇ થશે. પરંતુ આવી વિષમ સ્થિતિમાં માણસના મનમાં હમેશાં બે તરેહના ખ્યાલ આવ્યાં કરે છે. એક એ કે અમે કાંઈ કરી શકતા નથી. બીજો એ કે અમારે કાંઇ કરવું જોઇએ. તે પૈકી પ્રથમના ખ્યાલનું પરિણામ એવું આવ્યું કે કાંઈ ન થયું, અને બીજા ખ્યાલથી દુનિયામાં મોટી મોટી અજાયબીઓ પ્રસિદ્ધિમાં આવી.

"અને તે એવો ખુદા છે કે જ્યારે લોકો નાઉમેદ થઈ જાય છે, ત્યારે તે વરસાદ વરસાવે છે, અને પોતાની કરૂણા ફેલાવે છે." ( કુરાને શરીફનું વચન )

આ હુકમનો અમલ કરવો જો કે મુશ્કેલ હતો, અને આ સેવાનો બોજો ઉપાડવો કઠણ હતો; પરંતુ ઉપદેશકનો મોહ પમાડનાર બોધ મારા મનમાં ઘર કરી ગયો, મનમાંથી નીકળ્યો હતો, ને મનમાં વશી ગયો. વર્ષોની ઓલવાઇ ગયેલી પ્રકૃતિમાં એક ઉલટ નવેસરથી પેદા થઇ, ને વાશી કઢીમાં એક ઉભરો આવ્યો. ચીમળાએલું દિલ ને બહેર મારી ગયેલું મગજ બિમારીઓના સખ્ત હુમલાઓથી નકામાં થઈ ગયેલાં હતાં, તેમનાથી કામ લેવું શરૂ કર્યું, અને એક મુસદ્દસનો પાયો નાંખ્યો. દુનિયાની જંજાળથી ફુરસદ બહુ થોડી મળી, અને બિમારીઓના ઉપદ્રવથી શાન્તિ મળી શકી નહિ, પરંતુ પ્રત્યેક સ્થિતિમાં આની આ ધૂન રહી, ને ઇશ્વરકૃપાથી ઘણીક હરકતો બાદ એક ભાગ્યું તૂટ્યું પદબંધ આ અદના સેવકની યોગ્યતા મુજબ તૈયાર થઇ ગયું, અને મહેરબાન ઉપદેશકથી શર્મીન્દા થવું ન પડ્યું. ફક્ત એક ઉમેદને આધારે આ ઘણો લાંબો રસ્તો પૂરો કરવામાં આવ્યો છે, નહિ તો મજલની એધાણી ના હમણાં સુધી મળી છે કે ના મળવાની આશા છે.

આ મુસદ્દસની શરૂઆતમાં પાંચ સાત છપ્પા માર્ગસૂચક લખીને પ્રથમ અરબસ્તાનની તે બગડેલી હાલતનું ખોખું ચીતર્યું છે કે જે ઇસ્લામના પ્રગટ થતાં પહેલાં હતી, ને જેનું નામ ઇસ્લામની ભાષામાં અજ્ઞાનતા પાડેલું છે. પછી ઇસ્લામના સૂરજનું ઉદય પામવું અને પેગમ્બર સાહેબની કેળવણીથી તે રેતીના રણનું એકદમ લીલું કુંઝાર ને ફળફૂલથી ભરપૂર થઇ જવું, તે કૃપાના વાદળાનું ઉમ્મતની ખેતીને અંતકાળની વખતે તાજી અને આબાદ સ્થિતિમાં મૂકી જવું અને મુસલમાનોનું ધર્મની ને દુનિયાદારીની ઉન્નતિનું આખી દુનિયામાં શ્રેષ્ઠપણું સંપાદન કરવું વર્ણવ્યું છે. ત્યાર પછી તેમની પડતીની હાલત લખી છે, અને કોમને માટે સેવકે પોતાના બેહુનર હાથે એક દર્પણગૃહ બનાવ્યું છે કે જેમાં આવીને તે પોતાની ખોડખામી જોઇ શકે છે, કે અમે કોણ હતા, ને શું થઇ ગયા. જો કે આ પરિશ્રમસાધ્ય પદ્યમાં કે જેની મુસીબતો લખનારનું મન અને મગજ જ ખૂબ જાણે છે. બયાનનો હક ના મારાથી અદા થયો છે કે ના થઇ શકતો હતો, પરંતુ પ્રભુનો ઉપકાર છે કે જેટલું થઇ શક્યું છે તેટલાની પણ ઉમેદ નહોતી. ખુલ્લું છે કે અમારા દેશના રસજ્ઞ લોકો આ લૂખી સૂકી સાદી અને સરળ કવિતાને પસંદ કરશે નહિ; કેમકે એમાં કાં તો ઐતિહાસિક બનાવો છે કે કાં તો કેટલાંક કુરાનેશરીફનાં વાક્યો ને પેગમ્બર સાહેબના વચનોનો તરજુમો છે. તેની સાથે સાંપ્રતકાળમાં કોમની જે હાલત છે, તેનું આબેહુબ ચિત્ર આપવામાં આવ્યું છે. ના તો એમાં નાજુક ખયાલ છે કે, ના તો ચિત્રવિચિત્ર વર્ણન છે, ના અતિશયોક્તિની લહેજત છે કે ના મીઠાં સભ્ય વચનોની ચાસણી છે. અર્થાત્ કોઈ વાત એવી નથી કે જેથી દેશીભાઇઓના કાનને પસંદ પડે, ને રસજ્ઞાનને ભાવતી આવે. જાણે દિલ્હી અને લખનૌરના નોતરામાં એક એવું જમણ પીરસવામાં આવ્યું છે કે, જેમાં બાફેલી ખીચડી અને ફીકા શાક વિના બીજું કાંઈ નથી. પરંતુ આ

કાવ્યની રચના લહેજત લેવા અને વખાણુ સાંભળવાને માટે કરી નથી, પણુ સ્નેહીઓ અને મિત્રોને ગેરિયત અને લજ્જા પમાડવાને માટે કરેલી છે. જો જુએ, વાંચે ને સમજે તો તેમનો ઉપકાર છે; નહિ તો કાંઈ જોર નથી.

ગ્રંથકર્તા.



# ગ્રંથકર્તાની પ્રસ્તાવના. ( બીજી. )

## સને ૧૩૦૩ હીજરી.

આ મુસદ્દસેહાલી એટલે ઇસ્લામનો ભરતીઓટ પહેલ વહેલો સને ૧૨૯૬ હીજરીમાં છપાઇને બહાર પડયો હતો. જો કે આ કાવ્યની પ્રસિદ્ધિથી જન સમાજને કદાચ જોઇએ તેવો ફાયદો થયો નથી. તોપણ છ વરસમાં આ કાવ્યની માન્યતા ને ખ્યાતિ હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાં થઈ છે, તે ખચીત આશ્ચર્યકારક છે. કવિતા તદ્દન નાપસંદ પડે તેવી હતી, ને વિષય મહેણા અને તિરસ્કારયુકત હતો, કોમની ખામિયો વીણી વીણીને વર્ણવેલી હતી, જીભથી તરવાર અને ભાલાનું કામ લીધેલું હતું. ગ્રંથકર્ત્તાના સંબંધમાં કોમના ઘણા ખરા શુભેચ્છકો ધર્મના તરફથી ખોટા વહેમ રાખતા હતા, અને પક્ષપાત ખસૂસ કરીને સામાં વચનો સાંભળવાને અટકાવતો હતો. તેમ છતાં આ કાવ્ય થોડી મુદતમાં દેશના ઘણા ભાગોમાં પ્રસરી ગયું ને હિંદુસ્તાનના જુદા જુદા જીલ્લાઓમાં તેની સાત આઠ આવૃત્તિઓ આની પહેલાં નીકળી ચૂકી છે. કેટલીક કોમી મદ્રેસાઓમાં આ કાવ્યના કેટલાક ચૂંટી કાઢેલા ભાગો બાળકોને શીખવવામાં આવે છે. મોલૂદે શરીફ ( ધર્મ ઉપદેશના દિવસો )ની મીજલસોમાં ઠેકાણે ઠેકાણે તેમાંના છંદો વાંચવામાં આવે છે. તે પ્રસંગે ઘણા ખરા લોકો તે સાંભળી શોકાતુર થઇ અશ્રુપાત કરે છે. એમાંના ઘણાક છંદો અમારા ઉપદેશકોને મુખપાઠે છે. કોઇ કોઇ ઠેકાણે નાટકોમાં એમાંનાં ચિત્રો ભજવી બતાવવામાં આવે છે. ઘણાક મુસદસો આ જ છંદમાં આની ઢબ ઉપર બનાવવામાં આવ્યા છે, ઘણાક અખબારો ( વર્તમાનપત્રો ) માં એની તરફેણમાં અને વિરૂદ્ધમાં વિવેચન કરવામાં આવ્યું છે, અને સંયુક્ત પ્રાંતના ને અયોધ્યા પ્રાંતના કેટલાએક જીલ્લાઓની સરકારી નિશાળોમાં સર્વમાન્ય મંજુરીથી તેને કેળવણી ખા-

તાના પુસ્તકોમાં દાખલ કરવામાં આવ્યું છે. આ અને આવી જ તરેહની બીજી ઘણીક વાતો એવી છે કે જેનાથી જણાય છે કે કોમે એના તરફ સંપૂર્ણ ભાવ બતાવ્યો છે; પરંતુ તેના ઉપર ગ્રંથકારને કંઇ મગરૂરી કરવાનું કારણ નથી. જો કોમના મનમાં અસર થવાની શક્તિ જ ન હોત તો આવાં આવાં સહસ્રપદ્યો નકામાં હતાં. ત્યારે ગ્રંથકારને જો અભિમાન છે, તો ફક્ત આ વાત ઉપર છે કે, તેણે ખારની જમીનમાં બી વાવ્યું નથી ને પત્થરને જળો વળગાડવા જેવું કામ કર્યું નથી. તેણે એક એવા સમાજની સન્મુખ પોતાના વિચાર જણાવ્યા છે કે જે ખરે માર્ગે જવાની ગુંચવણીમાં છે, પણ પોતાનો માર્ગ ભૂલી ગયો નથી. તે રસ્તાની શોધમાં આમ તેમ ભટકે છે, પરંતુ ડાબા જમણી બાજુએ તેનું નિરક્ષણ કર્યા કરે છે. તેમના હુન્નર નાશ પામ્યા છે, પરંતુ તેમની શક્તિ મોજૂદ છે. તેમનો આકાર બદલાઇ ગયો છે, પણ તેમની ઉત્પાદકશક્તિ બાકી છે. તેમની શક્તિઓ નબળી પડી ગઈ છે, પરંતુ નાશ પામી નથી. તેમનાં તત્વો કટાઈ ગયાં છે, પરંતુ ઓપથી પ્રકાશિત થઇ શકે એવાં છે. તેમની ખામિયોમાં છૂપી ખૂબિયો પણ છે, અને તેમની રાખમાં ચણગારીઓ દબાઇ રહેલી છે.

આ કાવ્ય કે જેમાં કોમની આગલી અને હાલની સ્થિતિનું ખરૂં ચિત્ર પાડવું દૃષ્ટિ સમીપ હતું તે પૂર્વના મુલકના સામાન્ય કાવ્યોના સંબંધમાં જો કે અતિશયોક્તિથી ખાલી હતું તોપણ જેટલું જોઈએ તેનાથી ખાલી નથી. મિત્રની સૂક્ષ્મદૃષ્ટિ ખોડ ખૂબી શોધવામાં તેવું જ કામ કરે છે કે જે શત્રુની દૃષ્ટિ કરે છે. ઉભય સરખી રીતે ખામિયોને પ્રસિદ્ધ કરે છે, ને ખૂબિયો ઉપર અખાડા કરે છે. શત્રુની મતલબ ખામિયોને ઉઘાડી પાડવાની ને ખૂબિયોને ઢાંકવાની છે, ને મિત્રનો હેતુ એવો છે કે રખેને ખૂબિયોનું અભિમાન ખામિયોનો સુધારો કરવામાં વિઘ્નકર્તા થઈ પડે. ગ્રંથકાર પોતે પણ કે જે દોસ્તીનો દમ ભરે છે, તે કદાચ સ્નેહ

અને દીલસોજીથી જ કોમની ખોડ ખામિયો જોવા ઉપર લાચાર થયો અને ખૂબિયો જોવાથી દૂર રહ્યો. પરંતુ આ રીત જેટલી નામોશી લગાડનારી હતી તેટલી જ નાઉમેદ કરનારી પણ હતી. ગ્રંથકારના અંતરનો અગ્નિ ભડકા ઊઠી ઊઠીને ઓલવાઇ ગયો હતો, અને તેનું ઓલાવું વચનોમાં પ્રવેશ કરી ગયું હતું. કાવ્યની સમાપ્તી મનના એવા શિથિળતા ભરેલા છંદ ઉપર થઈ કે જેથી તમામ આશાઓ નાશ પામી અને બધી કોશિશો દૃષ્ટિએ નકામી પડવા લાગી. જો કોમની ચાહના ગ્રંથકારના મનમાં એક નવો ઉમંગ પેદા ન કરત, અને કોમને એક નવા ખિતાબની હકદાર ન ઠરાવત, તો કદાચ આ ખરાબીનો અટકાવ કાંઇ થઇ શકત નહિ. જો કે કોમ નથી બદલાઇ પરંતુ તેનાં ચિહ્ન બદલાતાં જાય છે. તેથી જો કે તેને સાબાશી આપવાનો સમય નથી આવ્યો, તો પણ તિરસ્કાર તો જરૂર કમી થવો જોઈએ. કેટલાક મિત્રોની સૂચનાથી આ ખ્યાલોનું અનુમોદન કર્યું, અને એક પુરવણી હાલના ઝમાના મુજબ અસલ મુસદ્દસની આખરે જોડી દેવામાં આવી. પુરવણીને લંબાવવાનો ગ્રંથકારનો વિચાર નહોતો. પરંતુ આ વિષયને છેડીને લંબાણ કરતાં અચવું એવું મુશ્કેલ હતું, કે જેવું દરિયામાં કૂદી પડીને હાથ પગ ન પછાડવા.

અસલ મુસદ્દસમાં પણ કોઇ કોઇ ઠેકાણે સુધારો કર્યો છે. કદાચ વાંચનારના મનમાં પ્રથમની તરેહ પસંદ આવી જવાથી તે આ કેટલાક સુધારાને નાપસંદ કરશે; પરંતુ ગ્રંથકારનો ધર્મ છે કે, મિત્રોની જ્યાફતમાં કોઇ એવી ચીજ ન પીરસવી કે જે તેમને સ્વાદમાં નાપસંદ જણાય. કાવ્ય ના તો પ્રથમ પસંદ કરવાને લાયક હતું કે ના હમણાં છે; પરંતુ ખુદાનો ઉપકાર છે કે લાગણી અને સત્ય પ્રથમ પણ હતાં, ને હમણાં પણ છે. આશા છે કે લાગણી ફેલાશે અને સત્ય પ્રકાશમાન થશે.

ગ્રંથકર્તા.

——(૦)——

# અનુક્રમણિકા.

**૩ ઇસ્લામની પડતી અને તેનાં કારણ.**

# ઈસ્લામનો ભરતીઓટ.

અથવા

## મુસદ્દસે હાલી.

### ૧ ગ્રંથારંભ.

હરિગીત છંદ.

સીમા[1] મુકી જતૉ દુર્દશા,[2] છતૉ કોઈ જન દેખે સદા,
ના અસ્તમાંથૉ[3] ઉંચો થતો, ઇસલામને પેખે કદા;
તો ઓટ પછૉ માને ન મનમાં, કે હવે ભરતી થશે,
દરિયો અમારો દૃષ્ટિએ[4], ઉતરી જતો જો દેખશે. ૧

### ૧ અસાધ્ય રોગ વિષે હકીમ બુકરાતનો અભિપ્રાય.

છપય છંદ.

પૂછયું બુકરાતને[5], જઇ કોઇ જન એકે,
માને વ્યાધિ અસાધ્ય[6], કયા તું દિલે વિશેકે;
બોલ્યો કે નથી કોઇ, રોગ એવો દૃષ્ટિમાં,
સરજી[7] ન જેની હોય, દવા પ્રભુએ સૃષ્ટિમાં;[8]

---

૧ હદ. ૨ નઠારી હાલત. ૩ પડતી. ૪ નજરે. ૫ એ પ્રખ્યાત વૈદ સીરિયાની પ્રાચીન રાજધાની હમ્સમાં ઇ૦ સ૦ પૂ૦ ૪૨૫ માં હયાત હતો. એના વૈદકના ગ્રંથોનું અરબી ભાષામાં સૌથી પહેલું ભાષાન્તર થયું. ૬ મટે નહિ એવો રોગ. ૭ પેદા કરી. ૮ જગત.

પણ ગણે તુચ્છ જે રોગને, કરે હાણ[1] તે પ્રાણની,
બકવાદ[2] સ્વરૂપ[3] સલાહ શુભ, જાણે વૈદ સુજાણની.[4] ૧
કારણ તેમજ ચિન્હ,[5] વ્યાધિના કોઈ સુઝાડે,
તો ભૂલો બહુ રોગ,-ચિકિત્સામાં[6] દેખાડે;
કરે દવા નહિ તેમ, પથ્ય[7] પાળે ન જરાયે,
ધીમે ધીમે એમ, રોગમાં વૃદ્ધિ થાયે;
પણ વૈદ તણા અભિપ્રાયથી, મળતા થાય નહીં કદી,
બની જાય નિરાશ પુરેપુરા, જીવતરથી તે જ્યાં સુધી. ૨

---

## ૨ પડતી દશામાં આવેલી કોમની સ્થિતિ.

તે જાતિની સ્થિતિ, જગતમાં એજ દિસે છે,
કે વહાણ ઘેરાઇ, ગયું જે, વમળ[8] વિષે છે;
દિસે કિનારો દૂર, જોર તોફાન જણાવે,
અંદેશો દર પળે, ઝાઝ બુડવાનો આવે;
પાસું કિન્ચિત[9] ન ફેરવે, તોપણ નાવ તણા જનો,
સૌ સૂઇ રહ્યા બેભાન થઇ, નિદ્રાવશ[10] જેનાં મનો. ૩
પડતીની વાદળી, છવાઇ રહી છે માથે,
ગરીબાઈ દેખાવ, બતાવી રહી તે સાથે;
દરિદ્રતા[11] ચોતરફ, વિંટાઇ વળેલી જણાય,
ડાબા જમણી થકી, સાદ એવો સંભળાય;

---

૧ નુકસાન. ૨ લવરી કરવી તે. ૩ જેવી. ૪ સારી રીતે જાણનારો. ૫ નિશાની. ૬ રોગની પરીક્ષા કરવી તે. ૭ કરી પાળવી તે. ૮ ભમરા પાણીમાં વળે છે તે. ૯. લગાર. ૧૦ ઉંઘમાં. ૧૧ ગરીબાઈ.

ગઇ કાલે કોણ હતા તમે, આજ તમે આ શું થયા,
હમણાં જાગ્રૃત[1] હતા અને, હમણાં કેમ સુઇ ગયા. ૪
પણ તે ગાફલ કોમ, તણી ગફલત એવી છે,
પડતીમાં સંતોષ–વૃત્તિ[2] પહેલાં જેવી છે;
મળ્યા ખાખમાં તોય, હજી પતરાજી કૂડી,
સત્વાર થઇ પણ ઉંઘ, નથી આંખોની ઊંડી;
નહિ ગેરઆબરૂની દિલે, દિલગીરી કશી તેમને,
બહુમાન, વિજાતિ[3] મેળવે, સ્પર્ધા[4] જરા ન જેમને. ૫
પશુઓ સરખી સ્થિતિ, તેમની જોતાં દિસે,
છે જે હાલત વિષે, ખુશી તેમાંજ અતિશે;
કલંકનો[5] ધિક્કાર, કીર્તિની[6] હોંસ ન જેને,
નર્ક તણી બીક કે, સ્વર્ગ–ઇચ્છા નહિ એને;
નહિ સુબુદ્ધિથી કે ધર્મથી, કામ લીધું કૈં તેમણે,
બદનામ કર્યો સદ્ધર્મને,[7] ભૂમિ ઉપર જેમણે. ૬
તેજ ધર્મ કે કર્યા, શત્રુને મિત્રો જેણે,
જંગલી પશુઓ કર્યા, અધિક સંબંધી એણે;
હતા પ્રાણી વિકાળ,[8] બનાવ્યા તે સમભાવી,[9]
અજાપાળને[10] કર્યા, રાજકર્ત્તા સમજાવી;
જે ઢોરોના ટોળા તણો, હતો પ્રદેશ[11] અવાવરૂ,[12]
તેનું પલ્લું દુનિયાંથકી, બહુ ભારે જેણે કર્યું. ૭

---

૧ ખબરદાર. ૨ ઇચ્છા. ૩ બીજી જાતિના લોકો. ૪ હરીફાઇ. ૫ લાંચ્છન. ૬ નામના. ૭ સાચો ધર્મ. ૮ ભયંકર. ૯ પોતાની પેઠે બીજાઓને માટે સુખ દુ:ખની લાગણી રાખનાર. ૧૦ ભરવાડ. ૧૧ મુલક. ૧૨ વેરાન.

## ૩ અર્બસ્તાનની કુદરતી હાલત, ઈસ્લામમાં આવતા પહેલાં ત્યાંના લોકોની ધર્મ, રાજ્ય ને સંસાર સંબંધી સ્થિતિ, તેમનો સ્વભાવ ને આચરણ.

અરબ[1] હતો શું કહો, જેની ચર્ચા આ થાય,
દ્વીપકલ્પ એ હતો, સર્વથી અલગ સદાય;
હતો નહીં સંબંધ, અન્ય[2] દેશોથી જેને,
જીત્યા કોઇ દેશ કે, ન કોઇએ જીત્યો એને;
છાયા નહિ રાજનીતિ તણી, તેપર કદી પડી દિસે,
કિન્ચિત સુધારાએ કદી, ડગલું દીધું ન તેવિષે. ૮
થાય પ્રફુલ્લિત[3] હૃદય, હવા પાણી નહિં એવાં,
કે જેનાથી શ્રેષ્ઠ,[4] રત્ન ખુદ નિપજે તેવાં;
નહિં એવાં સાહિત્ય,[5] દેખતાં દેશ અખીલે,[6]
કે જેથી મનરૂપ, પદ્મ[7] પરિપૂરણ[8] ખીલે;
જંગલમાં નહિ લીલોતરી, પાણીની તંગીથકી,
આધાર જીવનનો[9] મેહપર,[10] પ્રાણી માત્ર તણો નકી. ૯
વરસે વામાં આગ, ધરતી જેની ડુંગરાળી,
વંટોળિયા વિશેષ, ચાલતી લૂની ઝાળી;
વગડો ટિંબા પહાડ, ઝાંઝવાંનું જળ દિસે,
ઝૂંડ ખજૂરી તણાં, શુળો બાવળની અતિશે;

---

૧ અરબસ્તાન. એ દેશને માટે આ પુસ્તકમાં ઘણે ઠેકાણે અરબ શબ્દ વાપરેલો છે. ૨ બીજા. ૩ ખીલે. ૪ ઉત્તમ. ૫ સામાન. ૬ બધેય. ૭ કમળ. ૮ સંપુરણ. ૯ જીવતર. ૧૦ વરસાદ.

નહિ અનાજ ખાણોમાં દિસે, કે નહિ ત્યાં ખેતી થતી,
આ અરબ તેમ એકંદરે, પૂંજી તેની આ હતી. ૧૦

મિસર તણી રોશની, પ્રકાશિત હતી ન તેમાં,
જાહેર વિદ્યા કળા, ગ્રિસનાં નહોતાં જેમાં;
મૂળ પ્રકૃતિ[1] ઉપર, પ્રવૃત્તિ[2] સર્વે જનની,
પ્રભુની ખેડયા વની, જમીન હતી જન મનની;
વાસો પહાડ જંગલ વિષે, વસતા વેઠી આપદા,
વિશ્રામ[3] ઠામ સૌનું તહીં, નભ મંડળ[4] નીચે સદા. ૧૧

પૂજાતો છૂટથી, અગ્નિ ત્યાં કોઇ સ્થાને,[5]
ગ્રહ[6] સેવા[7] જન કોઇ, હતા કરતા અતિ ધ્યાને;
ઘણા લોક તસલીસ[8]-તણા મનથી અનુરાગી,
મૂર્તિપૂજાતણી, એમ સૌને ધુન લાગી;
પાદરીના કટાક્ષના[9] પુરા, કોઇ શિકાર થયા હતા,
કરી અજબ ખેલ જાદૂગરે, કેદી કૈંક કર્યા છતા. ૧૨

મંદિર[10] સૌથી પ્રથમ, મહીપર[11] પ્રભુનું તે છે,
બંધાવ્યું ભાવથી, ખલીલુલ્લાહે[12] જે છે;
તે મંદિરમાંથીજ, સુમાર્ગ ઝરો ઉભરાશે,
ધારી મૂકયું હતું, અનાદિથી[13] અવિનાશે;[14]

---

૧ સ્વભાવ. ૨ તૈયારી—કામધંધામાં મશગૂલ રહેવું. ૩ વિસામો. ૪ આકાશી પદાર્થોનો જથો. ૫ ઠેકાણું. ૬ સૂર્યની આજુબાજુ ફરનારા તારા. ૭ પૂજા. ૮ ખ્રિસ્તિ ધર્મ; એમાં પિતા, પૂત્ર અને પવિત્ર આત્મા એ ત્રણે મળીને એક પરમેશ્વર મનાયછે. ૯ આંખનો અણુસારો. ૧૦ ઘર—મક્કાની પ્રખ્યાત મસીદ. ૧૧ પૃથ્વીપર. ૧૨ ઇબ્રાહીમ ખલીલુલ્લાહ—એ 'તુર્કસ્તાનના પાલેસ્તાઇન પ્રાંતમાં ઇ૦ સ૦ પૂ૦ ૧૯૨૧ માં મોટા પેગમ્બર હતા. એમણેજ' પ્રથમ મક્કામાં મસીદ બંધાવી. ૧૩ સૃષ્ટિની શરૂઆતનો પહેલો દહાડો. ૧૪ પરમેશ્વર.

તે મૂર્તિપૂજકોનું બન્યું, તિર્થક્ષેત્ર[1] મોટું સદા,
જ્યાં જગદીશ્વર[2]ના નામનો, શોધક કોઈ નહિં કદા. ૧૩

દર કુટુંબનો હતો, દેવ અક્કેકો જૂદો,
હુબલ[3] કોઈનો હતો, કોઈથી સફા વળ્યુંછ્યો;
સેવે ઉજ્જા કોઈ, નાયલા કોઈ ઉપાસે,[4]
એ રીતે પ્રભુ એક, નવો પ્રત્યેક અવાસે;[5]

વેષ્ટીત[6] મેઘ તિમિરે[7] હતો, રવિ[8] પ્રકાશિત આ સમે,
ફારાન[9] શિખર ચોમેરથી, ઘેરાયું ઘાડા તમે.[10] ૧૪

રાની[11] પશુઓ તુલ્ય,[12] તેમની રીત હરેક,
મારફાડ લુટફાટ, વિષે એક્કા પ્રત્યેક;
કજીયા ટંટા વિષે, ગાળતા કાળ અધિક,
હતી કાયદા તણી, નહીં ચાબુકની બીક;

ચાલાકી કાપાકાપીમાં, એવી તેઓ બતાવતા,
જેવા વગડાઉ જનાવરો, તેવા તે નિર્ભય હતા. ૧૫

જો હઠ લઇ બેસતા, પછી પાછા નહિ ખસતા,
હતા ઝગડતા કદી, નહીં તેમાંથી ચસતા;
જો બે માણુસ એક, બીજાથી લડવા લાગે,
તો સેંકડો કુટુંબ, વિષે ધીંગાણું જાગે;

---

૧ તિર્થ કરવાની જગ્યા. ૨ પરમેશ્વર, ખુદા. ૩ હુબલ, સફા, ઉજ્જા, નાયલા, વગેરેને અરબ લોકો પ્રાચીન કાળમાં પોતાના દેવ માની તેમની પૂજા કરતા. ૪ પૂજે. ૫ ઘર. ૬ ઢંકાયેલો. ૭ અંધારૂં. ૮ સૂર્ય. ૯ એ મક્કાની નજીક એક પહાડ છે. ૧૦ અંધારૂં. ૧૧ જંગલી ૧૨ જેવી.

ચણગારી ઊંચે એક જો, હતી ઉડતી ત્યાં કદા,
તો તેથી સળગી ઊઠતો, સઘળો દેશ ખરે સદા. ૧૬

બક્ર અને તગલીબ,[1] તણી થઈ હતી લડાઈ,
જેમાં અર્ધી સદી,[2] ગુમાવી બહુ દુઃખદાઈ;
ઘણા કુટુંબોતણી, હાનિ તેણે બહુ કીધી,
દેશ બધામાં આગ, હતી સળગાવી દીધી;
તોફાન હતું નહિ કોઇ આ, રાજ્યપાટ ધન માનનું,
હતું કટાક્ષકારી એક તે, બહુ ધાડા અજ્ઞાનનું. ૧૭

પશુઓને ચારવા, તણો ઝગડો કૈં ઠામે,
કરતાં આગળ પ્રથમ, અશ્વ[3] ટટ્ટો કૈં જામે;
સરિતા[4] તીરે[5] જતાં, આવતાં કોઇ લડતા,
પાવાને કે પીવા, પાણી કૈં ઠામ ઝગડતા;
તકરારો કૈં એવી રીતે, ઊઠી લોહી ઉકાળતી,
તરવાર તેમનામાં સદા, એમજ રહેતી ચાલતી. ૧૮

જો કદિ પેદા થતી, કોઇના ઘરમાં દુહિતા,[6]
તો પાડોશી તણી, બહુ ચેષ્ટાથી[7] બ્હીતા;
જોઇ સ્વામિની[8] ભમર, ફરેલી માતા ચેતી,
તનુજાને[9] ખાડમાં, જીવતી દાટી દેતી;

---

૧ બક્ર અને તગલીબ એ અરબોનાં બે મોટાં કુટુંબોનાં નામ છે. તેમનામાં એક નજીવા કારણથી અસલના વખતમાં એક ભયંકર લડાઇ થઇ હતી. ૨ સૈંકડો. ૩ ઘોડો. ૪ નદી. ૫ કાંઠે. ૬ દીકરી. ૭ મશ્કરી. ૮ ધણી. ૯ દીકરી,

ખોળો એવા ધિક્કારથી, ખાલી તે કરતી તહીં,
જાણે કોઇ જણુનારીયે, હોય ભુજંગ[1] જણ્યો કહીં. ૧૯
અહોરાત્રી[2] તેમનો, જુગાર હતોજ વિનોદ,[3]
કરતા બહુ મધુપાન,[4] દિલે પામી અતિ મોદ;[5]
વિષયાસક્તિ[6] અને, ઘેલછા ગફલત પૂરી,
સર્વ પ્રકારે સ્થિતિ, હતી તેઓની બૂરી;
સેંકડો વર્ષ વીત્યાં હતાં, એજ પ્રકારે એમનાં,
ઢંકાઇ હતી સૌ નેકિયો,[7] દુષ્કર્મોથી[8] તેમના. ૨૦

---

## ૪ હઝરત મુહમ્મદ (સલામ હોજો ખુદાનો તેમનાપર)-નો જન્મ, તેમનું સૌજન્ય અને પેગમ્બર રૂપે જાહેર થવું.

---

એકાએક સ્વમાન, ઇશ્વરી ફરકેરાયું,
કૃપા વાદળું બૂકુબેસ[9] ઉપર લંબાયું;
મક્કે[10] થાપણુ દીધી, અમોલી તે નિજ સ્થળથી,
ચાલી આવતી હતી, સાક્ષી જેની આગળથી;
તે બીબી આમનાની[11] અતિ, પવિત્ર કૂખે ઊપની,
આશિષ ખલીલુલ્લાહ ત્યમ, રૂડી વધાઇ મસીહની.[12] ૨૧

---

૧ સાપ. ૨ રાત દિવસ. ૩ ગમ્મત. ૪ દારૂપીવો તે. ૫ આનંદ. ૬ મોજશોખ. ૭ ભલાઇ. ૮ નઠારૂં કામ. ૯ એ નામનો એક પહાડ છે. જેની તળેટીમાં પશ્ચિમ બાજુએ મક્કા છે. ૧૦ એ અરબસ્તાનની રાજધાની છે. જેમાં હઝરત મુહંમદ ( સ૦ ) નો જન્મ ઇ૦ સ૦ ૫૬૯ માં થયો, ને ઇ૦ સ૦ ૬૩૨ માં સ્વર્ગવાસ પામ્યા. ૧૧ એ પેગમ્બર હઝરત મુહંમદ-( સ૦ ) નાં માતાજીનું નામ છે. ૧૨ હઝરત ઇસા પેગમ્બર. એમનો જન્મ પાલેસ્ટાઇન પ્રાંતમાં થયો. એમના જન્મથી ઇસ્વીસન ગણાય છે.

અંધારાનાં ચિન્હ, થયાં દુનિયાથી દૂર,
સુભાગ્યની રાશિનો, ચંદ્ર પ્રગટયો સુમધૂર;[1]
બહુ વર્ષો લગી ખિલી, નહીં ચંદની તથાપિ,
પેગમ્બરી રૂપ જોત, મેઘમાં[2] હતી પ્રતાપી;
પણ ચાળિસમે વર્ષે પુરી, ઇશ્વરની કરૂણા થકી,
ચંદ્રે ખિલાવી શુભ ચંદની, હિરા[3] ગુફામાંથી નકી. ૨૨
નબિયોમાં[4] ઉપનામ[5], કૃપાનું તે ધરનારો.
ગરિબો તણી ઉમેદ, સદા પૂરી કરનારો;
સંકટમાં અન્યનાં, ભાગ લેનારો પ્રીતે,
સ્વજન[6] પરાયા તણી, દાઝ ધરનારો ચિત્તે;
આશ્રયદાતા[7] સાધૂ તણો, અશક્તનો રક્ષક[8] ખરો,
પાળક નિરાશ્રિતોનો[9] પુરો, દાસોનો કરુણાઝરો.[10] ૨૩
અપરાધીને ક્ષમા[11], દાન દેનારો પંડે,
ઘર શત્રુને હિલે, સ્થાપનારોજ અખંડે;
વિઘ્નોનું[12] મૂળથી, સદા છેદન[13] કરનારો,
દ્વેષ[14] કુટુંબો તણું, હેતથી જે હરનારો;[15]
હોંસે હિરાથી જન મંડળે[16], આવ્યો ભવ્ય[17] પ્રભાવથી,[18]
નુસ્ખો[19] કિમિયાનો એક તે, લાવ્યો સાથે ભાવથી. ૨૪

---

૧ મીઠો. ૨ વાદળું. ૩ મક્કાથી ૩ મૈલપર એક પહાડમાં એ નામની એક ખો છે તેમાં હઝરત મુહંમદ ( સ૦ ) ભક્તિ કરવાને માટે વારંવાર જતા. ૪ પેગમ્બર. ૫ ઇલ્કાબ. ૬ પોતાના માણુસો. ૭ મદદ કરનાર. ૮ રક્ષણુ કરનાર. ૯ જેને કંઇપણુ આધાર ન હોય તે. ૧૦ દયાનો ઝરો. ૧૧ માફ કરવું તે. ૧૨ હરકત. ૧૩ નાશ. ૧૪ વેર. ૧૫ દૂર કરનાર ૧૬ માણુસોનું ટોળું. ૧૭ સુંદર. ૧૮ તેજ. ૧૯ કુરાને શરીફ.

અસ્વચ્છ[1] ત્રાંબાતણું, કિમ્મતી કુન્દન[2] કીધું,
ખરૂં ખોટું કરી જુદું, બતાવી સૌને દીધું;
સૈકાંથી અજ્ઞાન, અરબપર હતું છવાયું,
તેનું આખું શરીર, એક પળમાં પલટાયું;
નહિ વહાણના જુથને રહ્યું, ભય તોફાનનું આ ભવે,
જે પવન હતો સામે પ્રથમ, થયો પૂઠનો તે હવે. ૨૫
ધાતુ એક ખાણમાં પડેલી હતી નકામી,
ત્યાં કિમ્મત કે બૂજ, કશી પણ નહિ તે પામી;
હતાં સ્વાભાવિક[3]શ્રેષ્ઠ, તત્વ[4] પ્રકૃતિમાં કેવાં,
થયાં હતાં માટીમાં, મળી તે માટી જેવાં;
તોપણ ભવિષ્યના જ્ઞાનમાં સાબીત એજ હતું ખરૂં,
એકજ દૃષ્ટિએ મહંતની,[5] બનશે તે સોનું નર્યું. ૨૬

---

૫ તેમણે ઈશ્વર આજ્ઞાથી એકજ પરમેશ્વરને માનવાનો
મક્કાના લોકોને આપેલો બોધ, આખા અર્બસ્તાનના
લોકોનું ઇસ્લામમાં દાખલ થવું, ને
પેગમ્બર સાહેબનો સ્વર્ગવાસ.

---

તે અર્બનો સુગર્વ, સિંહાસનનો શણગાર,
મક્કાના જન સર્વ, લેઇને નિકળ્યા બહાર;
આજ્ઞા પ્રભુની પુરી, પાડવાને દિન એક,
ગયા રાનમાં સફા,[6] ગિરિ[7] ઉપર તે છેક;

---

૧ મેલું. ૨ ચોખ્ખું સોનું. ૩ કુદરતી. ૪ મૂળ અમિશ્ર પદાર્થ–શક્તિયો.
૫ મહાન પુરૂષ. ૬ સફા અને મરવા મક્કાની પાસે બે ડુંગરીઓ છે. ૭ પર્વત.

બોલ્યા મુખથી તે સર્વને, કે ગાલિબ[1] તનુજો કહો,
માનોછો સતવાદી મને, કે અસત્યવાદી લહો. ૨૭

કહ્યું તેમણે "આજ, લગી કોઇ વચન તમારૂં,
નથી સાંભળ્યું કે દિઠું, કોઈ દિન જુઠું અકારૂં;"
બોલ્યા ત્યારે ખૂદ, "મને એવોજ પિછાણો,
તો જે વચનો કહું, સર્વ તે સાચાં જાણો;
ગિરિ સફાની બીજી બાજુએ, સેના[2] પડી અજીત છે,
તે લાગ જોઇને લૂટશે, તમને જુઓ ખચીત છે." ૨૮

કહ્યું તેમણે "ખાત્રી-ભરેલી વાતો તારી,
કિશોર[3] વયથી સત્ય,-વાદી વિશ્વાસુ ભારી;"
બોલ્યા પછી "જો દિલે, વસેલાં છે મુજ કથનો,
તો સાંભળી લો જૂઠ, જરાય નથી આ વચનો;
છે જનાર સર્વે કાફલો, અહિંથી નક્કી જાણજો,
જે સમય આવનારોજ છે, તેનો ડર ઉર આણજો." ૨૯

કહું એને કાટકો, વીજળીનો કે સાદ,
હુલાવી જેણે દિધી, અર્બ ભૂમિ આબાદ;[4]
લગ્નિ[5] લગાડી નવી, એક સૌને એ નાદે,[6]
જાગૃત વસ્તી કરી, દિધી સઘળી એ સાદે;
પ્રભુના આ સંદેશા તણો, ઉઠયો શોર સૌ ઠામથી,
ગાજી ઊઠયાં જંગલ ગિરિ, જગદીશ્વરના નામથી. ૩૦

---

૧ પેગમ્બર સાહેબના દશમા દાદાનું નામ એ હતું તેથી બનીહાશમગાલિબના વંશજો છે. ૨ લશ્કર. ૩ નાનપણ. ૪ પૂરેપુરી. ૫ પ્રેમ-લેહ. ૬ અવાજ.

સ્નેહ સહિત સત્શાસ્ત્ર, તણો પર્છો પાઠ પઢાવ્યો,
ભાવે ખરી વાતનો, મર્મ પ્રત્યેક બતાવ્યો;
વર્ષોના બગડેલ, મનુષ્ય સુધારી દીધા,
ઉંઘમાંથી જાગૃત, જીવતે સૌના કીધા;
જે ભેદ ગુપ્ત હમણાંલગી, દુનિયામાં ન ખુલ્યા હતા,
તેને પડદો ઊંચો કરી, દેખાડી દીધા છતા. ૩૧

કરાર કોને હતો, અનાદિનો નહિ યાદે,
આજ્ઞાઓ સૌ જનો, પ્રભૂની ભુલ્યા પ્રમાદે;[1]
અસત્ય રૂપ મદ્યનું,[2] હતું તે કાળે ભાન,
વિભૂ[3] સુરાથી[4] હતી, મંડળી સૌ અજ્ઞાન;
બોટેલું પ્રભુ એકત્વનું, જામ[5] જરા નહોતું છતું,
ઈશ્વરી જ્ઞાનના પીપનું મોઢું બંધ હજી હતું. ૩૨

હતા ન વાકિફ જનો, પ્રભૂ આજ્ઞા પ્રતિફળથી,[6]
નહિ આદિ[7] અંતનું[8], જ્ઞાન અજ્ઞાન પ્રબળથી;[9]
માયાના[10] મોહમાં, હતાં લાગ્યાં મન જેનાં,
પડયા હતા બહુ દૂર, પ્રભૂથી બંદા તેના;
પણ સુણતાં કાને કથન[11] આ, ધણ[12] સઘળું ધ્રૂજી ગયું,
રખવાળે બહુ ઊંચે સ્વરે,[13] લલકારી જ્યારે કહ્યું. ૩૩

કે માલિક છે એક, પૂજવા લાયક જાણો,
મન વાણીથી શાખ્ય,[14] પૂરવા જોગ પ્રમાણો;

---

૧ ગફલત. ૨ દારૂ. ૩ પરમેશ્વર. ૪ દારૂ. ૫ પ્યાલો. ૬ બદલો. ૭ શરૂઆત. ૮ છેડો. ૯ જોર. ૧૦ દુનિયાંદારી. ૧૧ કહેણ. ૧૨ પશુઓનું ટોળું-ત્યાં એકઠા થયેલા માણસોનું ટોળું. ૧૩ અવાજ. ૧૪ શાહેદી.

તેની આજ્ઞાઓજ, થવા આધિન[1] હિતકારી,[2]
છે તેની સરકાર, સેવવા[3] લાયક સારી;
લાવો અંતર અનુરાગ તો,[4] તેના હુપર લાવજો,
જો મસ્તક ચહો નમાવવા, તો તેનેજ નમાવજો. ૩૪

તેના હુપર પુરો, ભરોંસો રાખો કોડે,[5]
સહાય બાંધો ગાંઠ, પ્રેમની તેની જોડે;
તેને કોપે ડરો, ડરો મન જો અધાપી,[6]
તેની ઇચ્છા વિષે, મરો તો મરો કદાપી;
નથી કોઇ ભાગિયો વિશ્વમાં,[7] તેનો નક્કી જાણજો,
તેની આગળ નથી કોઇને, મોટાઇ ઉર આણજો. ૩૫

ડા'પણ તર્ક[8] વિતર્ક, દુઃખી છે તે ઠેકાણે,
તુચ્છ મજુર સમાન, દિસે સૂરજ શશિ[9] જાણે;
શરણાગત[10] શ્રાપીત,[11] પૃથિપતિયો[12] તે ઠાર,
પેગમ્બર ને સત્ય,-વાહો છે ત્યાં લાચાર;
નથી પૂછપરછ યાહૂદી કે, ખ્રિસ્તિ ધર્મગુરૂતણી,
પરના નથી તેને સંત[13] કે, હોય મહંત શિરોમણી.[14] ૩૬

નહિ ઠગાશો તમે, દાખલો લઈ બીજાનો,
બનાવતા નહિ પુત્ર, કહી જનને સૃષ્ટાનો;[15]

---

૧ તાબે. ૨ કલ્યાણ કરનારી. ૩ ચાકરી કરવા યોગ્ય. ૪ પ્રીતિ. ૫ હોંસે. ૬ હમણાં. ૭ જગત. ૮ ઈશ્વર સંબંધી ઉંડા-બારીક વિચાર કરવા તે. ૯ ચંદ્ર. ૧૦ શરણે પડેલા. ૧૧ શ્રાપ પામેલા. ૧૨ રાજા. ૧૩ સાધુ. ૧૪ સર્વોપરી. ૧૫ પરમેશ્વર—ખુદા.

મારી હદથી અધિક, વધારશો પદ[1] નહિ મારૂં,
ઘણો વધારી મને, ઘટાડો તે નહિ સારૂં;
સૌ મનુષ્ય ત્યાં માથું નિચે, નાખનાર છે સર્વદા,
હું પણ તેનો તેવી રીતે, આધિન સેવક છું સદા. ૩૭
બનાવશો નહિ મારી, કબરને મૂર્તિ જેવી,
નમાવતા નહિં શીશ,[2] તેની આગળ કહિ સેવી;[3]
કમી ન મુજથી તમે, થવામાં બંદા તેના,
લાચારીમાં તમે, અમે જન સરખા એના;
મોટાઈ હિંધી છે એટલી, માત્ર મને ઉર આણજો,
બંદો હું છું ત્યમ એલચી,[4] જગદીશ્વરનો જાણજો. ૩૮
એક એકથી એમ, તેમના મનને તોડયું,
કૂડાં[5] તિર્થો[6] થકી, બધાં જનનું મુખ મોડયું;
અન્ય વસ્તુ સાથનો, કોઇ સાંધો નહિ છોડયો,
સૌ જનનો સંબંધ, પ્રભૂની સાથે જોડયો;
માલિકથી બહુ વર્ષો થકી, દૂર, નાસતા જે હતા,
દીધા ઝુકાવી તે સર્વને, જગકર્ત્તા આગળ છતા. ૩૯
મૂળ હેતુનો મળી, ગયો પત્તો જે વારે,
જણાઈ ધનના નિધાનની[7] એંધાણી ત્યારે;
પ્રેમ થકી મન ગરમ, થયાં સૌનાં સુખદાઇ,
ઇશ્વરની એકતા, હિલે સંપૂર્ણ સમાઇ;

---

૧ પદ્દી—દરજ્જો. ૨ માથું. ૩ પૂજા કરીને. ૪ પ્રતિનિધિ· સંદેશા લાવનાર. ૫ જૂઠાં. ૬ દેવનું સ્થાનક. ૭ ભંડાર.

રોજીના સર્વે તેમને, માર્ગ બતાવ્યા હેતથી,
વળી દ્વાર[1] સુધારાનાં ઘણાં, ખુલ્લાં કર્યા સચેતથી.[2] ૪૦
મહિમા[3] તેમજ મૂલ, કાળ[4] કેરાં સમજાવ્યાં,
લાલચ અને ઉમંગ, કામ ઊપર ઉપજાવ્યાં;
કહ્યું આખરે સર્વ, તજી દેશે મિત્રાઇ,
ધન દોલત સંતતિ,[5] હશે ભામિનિ[6] કે ભાઇ;
પણ સત્ય માનજો કે નહિ, સંગ તમારો છોડશે,
જે કાળ તમે સંસારમાં, સુકૃતમાં[7] ગાળ્યો હશે. ૪૧
માંદગી પહેલાં સરસ, સુખાકારીને જાણો,
પરિશ્રમ[8] પહેલાં ભલી, હિલે નવરાશ પ્રમાણો;
ઘડપણ પહેલાં યુવા-અવસ્થા[9] છે હિતકારી,
મુસાફરીની અગાઉ, સ્થિરતા સુખ દેનારી;
સંતોષકારી દોલત ગણો, દરિદ્રતા પહેલાં સહી,
કરી લ્યો કરવાનું હોય તે, છે પુરસદ થોડી અહીં. ૪૨
એમ લગાડયો પ્રેમ, તેમને સદ્‌વિદ્યાનો,[10]
કહ્યું કૃપાથી[11] દૂર, વસે સંસારી માનો;
રહે પ્રભૂનું ધ્યાન, અહોનિશ જેના મનમાં,
કે શિક્ષણ[12] ચર્ચાય, જેમના સદા સદનમાં;[13]
બક્ષીસ તેમને કાજ અહીં, છે પ્રભૂની ઉર આણજો,
વળી સ્વર્ગ વિષે તે પામશે, કૃપા ઈશ્વરી જાણજો. ૪૩

---

૧ બારણાં. ૨ ખબરદારીથી. ૩ મોટાઇ. ૪ વખત. ૫ છોકરાં છૈયાં. ૬ સ્ત્રી. ૭ સારૂં કામ. ૮ મહેનત. ૯ જુવાનીની હાલત. ૧૦ સાચી વિદ્યા. ૧૧ દયા. ૧૨ કેળવણી. ૧૩ ઘર.

માનવોં ઉપર મ્હેર, રાખવાનું સમજાવ્યું,
ઇસ્લામીનું ચિન્હ, મુખેથી એમ જણાવ્યું;
કે પાડોશી સાથ, પ્રેમ રાખે છે તેઓ,
આપે છે આરામ, તેમને દિન દિન જેઓ;

માગે પોતાને કાજ જે, જગદીશ્વર પાસે સદા,
તે દરેક જન માટે મુખે, માગે મનથી સર્વદા. ૪૪

તે જન ઉપર કૃપા, નથી કરતો વિશ્વેશ,[1]
જેના મનમાં દર્દ-તણી લાગણી નહિ લેશ;
આફત આવી પડે, કોઇને માથે જ્યારે,
અસરહિન[2] જન મુખે, શોક ન જણાય લગારે;

જે જન મનુષ્ય જાતિ ઉપર, કૃપા ભૂતળે[3] આણશે,
તો ઉચા સિંહાસનથી[4] પ્રભૂ, તેપર કરૂણાળુ[5] થશે. ૪૫

જે જન જીવતા લગી, હમેશ રહે ધર્માન્ધ[6],
તેને માટે એમ, કહ્યું જે હશે મતાન્ધ;[7]
જમાતમાંથી[8] દૂર, થશે તે સદા અમારી,
સાથી અમારો તે ન અમારે તેશું યારી[9].

ઈશ્વરથી લાભ નથી કશો, એવી પ્રીતિમાં કદા,
જે પ્રીતિ તમને બધિરને[10] અંધ બનાવી દે સદા. ૪૬

---

૧ પરમેશ્વર-ખુદા. ૨ અસર વગરના. ૩ પૃથ્વીપર. ૪ તખ્ત-અર્શે અઝીમ. ૫ દયાળુ. ૬ ધર્મના અભિમાનમાં આંધળો. ૭ પોતાના મતને વળગી રહેવામાં આંધળો. ૮ સમાજ. ૯ મેળાપ-દોસ્તી. ૧૦ બહેરો.

લોંધા ઉગારી બુરાઈથી, વચનો કહો ચારૂ[1],
ભક્તિ કરતાં પાપ,-કર્મ તજવાં તે સારૂં;
પરે'જગારી[2] તણો, ગુણ છે જેને પંડે,
તેની તોલે થાય, કદી ભકતો ન અખંડે;[3]
જ્યાં પરે'જગાર જનો તણી, વાત કરો કોઇ સમે,
ત્યાં કહિયે ભક્તજનોતણું, નામ નહિ લેશો તમે. ૪૭

શ્રમ[4] કરવાની હોંસ, ગરીબ જનોમાં આણી,
કે નિજ[5] બાહૂબળે, નિરંતર કરો કમાણી;
પરની પોતાતણી, જેથી સંભાળ રખાય,
ભીખ માગવી પડે, ન દ્વારે દ્વાર કદાય;
એવો દુનિયાની રોજીથી, હોય ઇરાદો જો કદા;
તો ત્યાં શુભ રીતે ચળકશો, પૂર્ણ ચંદ્ર પેઠે સદા. ૪૮

એજ પ્રકારે દિધી, અમીરોને ચેતવણી,
તેમાં છે જે જનો, કને દોલત દુઃખહરણી[6];
તે જો નિજ વર્ગમાં, હોય સરવેથી સારા,
જન જાતિને હમેશ, હોય આશ્રય[7] દેનારા;
કર્તા ન હોય જો કામ કંઇ, રૂડી સલાહ વિના સદા,
ભરતા ન હોય ડગલું જરા, વગર વિચાર્યું તે કદા. ૪૯

તો મહોથી અધિક, સુખી તે વર્ગ પિછાનો,
જેને એવો મળે, વૃદ્ધિ કરનાર જમાનો;

૧ સુંદર. ૨ કેફી પદાર્થો અને દુરાચારથી દૂર રહેવું તે. ૩ હમેશાં.
૪ મહેનત. ૫ પોતાના. ૬ દુઃખને દૂર કરનાર. ૭ મદદ.

પણ દુનિયામાં હોય, કુકર્મી[1] જો શ્રીમાન[2],
વિષય[3]–ભોગમાં ભૂલે, બીજા સૌ જનનું ભાન;
નથી વૃદ્ધિ કે કલ્યાણ કંઈ, એવા સમય વિષે કદા,
માટે તે સમે બીજે સ્થળે, જઈ વસવું સારૂં સદા. ૫૦
દગા અને ઢોંગથી, એમનાં દિલ ફેરવિયાં,
સફાઇ ને સત્યતા, તેમનાં મનમાં ભરિયાં;
તર્કટ ને જુઠાણુ, થકી ઊગારી લીધા,
દુનિયાને પ્રભુથકી, તેમને રાજી કીધા;
ઇશ્વરી વચનમાં તેમને, કશિયે બીક રહી નહિ,
એકજ ધોમાં[4] મન તેમનાં, પવિત્ર કરી દીધાં સહી. ૫૧
નિયમ સુખાકારીના, તેમને શીખવ્યા પ્રીતે,
દેશાટનનો[5] શોખ અતિ ઉપજાવ્યો ચિત્તે;
લાભ વણજવ્યાપાર, તણા સૂચવ્યા[6] ભલીભાતે,
રાજકાજનાં તત્ત્વ, રૂડાં સમજાવ્યાં જાતે;
પ્રત્યેક મજલના[7] પંથનાં, ચિન્હો સૂચવ્યાં તેમને,
ભોમિયા બનાવ્યા માર્ગના, જન જાતના જેમને. ૫૨
શિક્ષા[8] થઇ બળિષ્ઠ[9], આદતો[10] ઉપર સારી,
અસત્યના મોહીત,[11] થયા સતના બલિહારી;[12]

---

૧ નઠારાં કામ કરનાર. ૨ ધનવાન. ૩ મોજશોખ. ૪ લુગડું એકવાર ધોવાય તો એક, બે વાર ધોવાય તો બે વગેરે જેટલીવાર ધોવાય તેટલા ધો પડયા કહેવાય. ૫ મુસાફરી. ૬ બતાવ્યા. ૭ વટેમાર્ગુ એક દિવસની મુસાફરી કરીને જે ઠેકાણે ઉતારો કરે છે તે જગા. ૮ શીખામણ. ૯ બળવાન. ૧૦ ટેવો. ૧૧ મોહી પડેલા. ૧૨ કુર્બાન.

એબ[1] સર્વ બદલાઈ, ખૂબિયો આવી ભારી,
થઈ કાયા તેમની, લાભ જીવથી લેનારી;
૨૬ હતો કરેલો જે સદા, કંઈ ઉત્તમ કારીગરે,
બેસાડી દીધો આખરે, તે પથ્થરને મોખરે. ૫૩
પ્રભુની સૌ બક્ષીસ, મળી ઉમ્મતને જ્યારે,
પેગમ્બરી કરી ચુકી, પુરી નિજ ફરજો ત્યારે;
પ્રભુ સાથે તકરાર, મનુષની રહી ન કોઇ,
નબીએ અંતર્ધાન, થવા ચાહ્યું તે જોઈ;
તો કોમ એક ઈસ્લામની, વારસ મૂકી ભૂતળે,
દુનિયામાં એવા દાખલા, જોતાં બહુ થોડા મળે. ૫૪

## ૬ તેમની ગાદીએ બેસનાર ખલીફાઓનું સદ્‌વર્ત્તન,[2] સાદાઇ, ન્યાયપરાયણતા,[3] સમદષ્ટિ[4] ને ઉદ્યોગ.

આજ્ઞાઓ ઇસ્લામ, તણી માથે ધરનારા,
ઇસ્લામીને પુરી સહાય સદા કરનારા;
વફાદારીમાં નમી, અને પ્રભુથી ડરનારા,
વિધવાને શિશુ[5] નિરા-શ્રિતોના[6] દુઃખ હરનારા;
સૌ કાયર, નાસ્તિકતા અને, અસત્ય માર્ગ થકી હતા,
પ્રભુરૂપ મદ્યની કેફમાં, રહેતા મસ્ત સદા છતા. ૫૫
હાનિકારક[7] ચાલ, નાશ કરનારા પંડે,

---

૧ ખોડ. ૨ સારી ચાલ. ૩ ન્યાયીપણું. ૪ સૌની સાથે એક સરખી રીતે ચાલવું તે. ૫ બાળક. ૬ આધાર વગરના. ૭ નુકસાનકારક.

જાદુ કેરાં મૂળ, ખોદનારાજ અખંડ;
ધર્માજ્ઞા આગળે, સદા શિર ઝુકાવનારા,
પ્રભૂ પ્રેમ પામવા, નિજ ઘર લૂટાવનારા;
કરનાર ઢાલ નિજ છાતીને, હરેક આફતમાં નકી,
ડરતા ન કોઇથી માત્ર તે, ડરતા એક પ્રભૂ થકી. ૫૬

હતો તેમના વિષે, કદી મતભેદ પરસ્પર[1],
તો તેનો આધાર, હતો નિર્મળ મન ઉપર;
હતા ઝગડતા તોય, ન ઝગડા વિષે બુરાઇ,
સલાહ કરતાં હતી, વિરોધ[2] વિષે સરસાઇ;
તે સ્વતંત્રતા કેરી હતી, પે'લી છોળ પિછાણજો,
સંસારવાડી જેથી હતી, લીલી થનારી જાણજો. ૫૭

હતી ન ભોજન વિષે, ઠાઠ કરવાની રીત,
કશી ન પોષાકમાં, શરીર શોભાપર પ્રીતિ;
સેનાપતિ સૈનિક,[3] જણાતાં સરખાં છેક,
નિર્ધન ને ધનવાન, તણી હાલત હતી એક;
માળીએ બનાવેલો હતો, એવો બાગ વિવેકથી,
નાનો મોટો જેમાં નહિ, હતો છોડ અકેકથી. ૫૮

ધણુની જયમ ગોવાળ, કરે સંભાળ ઘણેરી,
કરતા રક્ષા[4] તેમ, ખલીફા[5] ઉમ્મત[6] કેરી;

---

૧ એક બાજામાં. ૨ ઉલટાપણું. ૩ લશ્કરી સિપાઇ. ૪ રક્ષણ. ૫ કોઇની જગાએ ગાદીએ બેસનાર. ૬ એકજ પેગમ્બરને માનનાર લોકોનું ટોળું.

આશ્રીતો[1] ને મુસલ-માન સરખા લેખાતા,
સ્વતંત્ર જન[2] ને દાસ,[3] સમાન સદા દેખાતા;
દાસી[4] ને બેગમ[5] પરસ્પર, હેત પ્રીત નિત રાખતાં,
જયમ હોય સગી બેનો ઉભય[6], સાથી તે એવાં હતાં. ૫૯

હતી તેમની દોડ, પ્રભૂને પંથે[7] રોજે,
માત્ર સત્યપર સર્વ, સાથ સંબંધ હતોજે;
નહોતી કદિ તેમની, સ્વછંદે[8] આગ ભડકતી,
કે લગામ તેમની, શાસ્ત્ર કરથી[9] ન સરકતી;
જયાં નરમ કરી દેતા કદી, તો તે નરમ થઇ જતા,
કરતા તેમને ગરમ કદી, તો તે તહીં ગરમ થતા. ૬૦

જોઇએ જયાં કરકસર, તહીં તેવોજ વિચારે,
ઉદારતાની ગરજ, પડે ત્યાં થતા ઉદારે;
જોઇયે તેથી કમી, અધિક નહિં રાગદ્વેષ,[10]
નિષ્કારણ[11] શત્રુતા, મિત્રતા નહોતાં લેશ;
પ્રભુ આગળ નમતા જે જનો, નમી જતા તેપણ તહીં,
જે અટકી જતા પ્રભૂ થકી, તેમ અટકતા ત્યાં સહી. ૬૧

---

૧ બીજા ધર્મના લોકો. ૨ છુટાપણું ભોગવનારા ગૃહસ્થો–જે કોઇના દાસ ન હોય તે. ૩ ગુલામ. ૪ લૂંડી. ૫ બાઇ–બીબી. ૬ બન્ને. ૭ માર્ગ. ૮ પોતાની મરજીમાં આવે તેમ કરવું તે. ૯ હાથ. ૧૦ પ્રીતિ ને વેર. ૧૧ નકામા.

## ૭ મુસલમાનોનું અર્બસ્તાનમાંથી બહાર નીકળવું, તે વખતે બીજા દેશોની ધર્મ ને રાજ્ય સંબંધી હાલત.

---

ઊઠ્યો તેમને દિલે, ખ્યાલ ઉન્નતિનો[1] જ્યારે,
અંધકાર ચોમેર, હતો પૃથ્વીપર ત્યારે;
હતી પ્રજા પ્રત્યેક, દુર્દશામાં ડૂબેલી,
ઉંચાઇપરથી નિચે, હતી તે ઢળી પડેલી;
જે દિસે પ્રજાઓ ગગનના, તારાસમ આજે છતી,
પડતીના અંધારા વિષે, તે ઢંકાએલી હતી. ૬૨
હતો ન યાહૂદિયો,[2] તણો તે પૂર્વ જમાનો[3],
હતું ન ચઢતું ભાગ્ય, ખ્રિસ્તિયોકેરૂં[4] માનો;
દફતર યૂનાનિયો,[5] તણું હતું વંખેરાયું,
સાસાની[6] રાજ્યનું, મૂળ સૌ હતું ખવાયું;
નૌકા[7] રોમન[8] લોકો તણું, ડગમગી રહ્યું હતું ઘણું,
ઘટતું હતું તેજ પળે પળે, ઇરાનના[9] દીપક તણું. ૬૩

---

૧ ચઢતી કળા. ૨ જે લોકો હઝરત મુસા પેગમ્બરનો ધર્મ પાળે છે તેમને યાહુદી કે જ્યૂ કહે છે. તેઓ અસલ પાલેસ્ટાઇનમાં રહેતા હતા. ૩ સમય. ૪ એ લોકો હઝરત ઈસા પેગમ્બરનો ધર્મ પાળે છે. ૫ ગ્રીક લોક. ૬ ઇરાનમાં અસ્ફન્દયારના પૌત્ર સાસાનના વંશમાં જે બાદશાહો થયા છે તે. ૭ વહાણ. ૮ ઈટાલીની રાજધાની રોમ શહેરના વતની. એ લોકોનું અસલ મોટું રાજ્ય હતું. ૯ એ દેશ અફગાનિસ્તાનની પશ્ચિમમાં છે ત્યાં પ્રાચીનકાળમાં પારસી લોકો વસતા ને જરથોસ્તી ધર્મ ચાલતો, હાલમાં ત્યાંના લોકો શિયાપંથી મુસલમાન છે.

અંધકાર હિંદમાં, હતો ચોમેર છવાયો,
વિદ્યા હુન્નર તણો, હતો તંતુ ઉપડાયો;
અજ્ઞાને ઇરાન, તહીં ઘેર્યું ચોમેર,
સદ્દવર્તન સદ્દધર્મ,[1] હતાં જ્યાં સૌને ઝેર;
જ્ઞાનીયો વિષે નાહિં હિંદમાં, હતું ધ્યાન ભગવાનનું,
પૂજન[2] રહ્યું હતું ન શેષ કૈં, ઇરાનમાં યઝદાનનું.[3] ૬૪

વાવાઝડું ચોમેર, ચાલતું દુઃખનું ભારે,
હતી ચાલી રહી છરી, જુલમની કંઠે ત્યારે;
સીમા સજાની કે ન, હતી પુછગાછ ગુનાની,
જન રૂપ થાપણ હતી, લુટાઇ રહી સૃષ્ટાની;
કેરની વૃષ્ટિની[4] ભૂતળે, મુશળધાર[5] પડતી હતી,
પડી હતી નાવ જન જાતિની, ભારે સંકટમાં છતી. ૬૫

જન જાતિની દાઝ, ધરે છે જે અત્યારે,
તેજ પ્રજાઓ હતી, ઘાતકી પશુ સમ ભારે;
જ્યાં હમણાં ન્યાયના, થયા છે હુકમો જારી,
પૂર્વ સમે ત્યાં જુલમ, હતા બેહદ દુઃખકારી;
જે આજ અમારા છે બન્યા, રક્ષણ કરનારા છતા,
તે વરૂ તુલ્ય જનજાતિનું, ભક્ષણ કરનારા હતા. ૬૬

હુન્નર તણું બજાર, હાલ જ્યાં ગરમ ઘણું છે,
પ્રબળ વધ્યું જ્યાં ડા'પણ તર્ક વિતર્કતણું છે;

---

૧ સાચો ધર્મ. ૨ પૂજા. ૩ પરમેશ્વર. ૪ વરસાદ. ૫ સાંબેલાના જેવી જાડી ધારે વરસાદ વરસે તે.

કૃપા વાદળી કરે, વૃષ્ટિ જ્યાં મુક્તાફળની,[1]
સળંગ ધારા થકી, થાય વૃષ્ટિ જ્યાં હુનની;[2]
ત્યાં સુધારા તણાં ચિહ્ન પણ, પેદા થયાં હતાં નહીં,
સાગરનું મોજું ત્યાં લગી, હતું ન આવેલું સહી. ૯૭

ખુલ્યો હતો નહિ માર્ગ, હજી ઉન્નતિનો એકે,
નિસરણી મુકી હતી, ન ચઢવા ઊંચે વિશેકે;
સાદ પંથીનો કે ન, હતી પગથી[3] જ્યાં લેશ,
પડયો હતો કાપવો, તેમને વિકટ[4] પ્રદેશ;
પણ અવાજ પડતાં કાનમાં, જગદીશ્વરના નામનો,
ખુદ મન રસ્તો દેખાડવા, લાગ્યું શુભ પરિણામનો. ૯૮

મક્કાના પહાડથી, ઘટા ઊઠી ઘનઘોર,[5]
મચી રહ્યો ચોમેર, ભૂમિપર તેનો શોર;
ગાજવીજ ગઈ દૂર, દૂર કૈં દેશો સરશી,
ગર્જી ટેગસ[6] તિરે, જઇ ગંગાપર[7] વરશી;
નહિ દેશ નિવાસી કે રહ્યા, નિરાશ[8] બેટ નિવાસિયો,
લીલી ફુગ્ગાર થઇ ગઇ, પ્રભૂની સૌ ખેતી જૂઓ. ૯૯

---

૧ સાચાં મોતી. ૨ એ સોનાનો સિક્કો પહેલાં દક્ષિણમાં ચાલતો. ૩ પગદંડો. ૪ કઠણ. ૫ વરસાદ ચઢી આવીને અંધારૂં થાય છે તે. ૬ એ સ્પેનમાં મોટી નદી છે. ૭ એ હિંદુસ્તાનમાં પ્રખ્યાત મોટી નદી છે. ૮ નાઉમેદ.

# ૨. ઈસ્લામની ચઢતી.

## ૧ બીજા દેશોમાં ઈસ્લામી ધર્મનો પ્રસાર અને ત્યાં મુસલમાનોએ કરેલાં કામ.

પાડયો અધિક પ્રકાશ,[1] અભણુ[2] લોકે દુનિયામાં,
જેનાથી ઇસ્લામ, વિજય[3] પામ્યો વસુધામાં[4];
કાઢી મૂર્તિયો અરબ, આદિ[5] દેશોથી દૂર,
હરેક બુડતી નાવ, બચાવી આણી શૂર;
ફેલાવી માત્ર પ્રભૂતણી, બધે એકતા સર્વદા,
ઈશ્વર ઈશ્વર સૌ સહનથી, સંભળાવા લાગ્યું સદા. ૭૦
ભલાઇનો સૌ બુરા વિષે, થઈ રહ્યો બકોર,
અન્ય પ્રજાઓ વિષે, થવા લાગ્યો બહુ શોર;
અસદ્[6] ધર્મભાવના, બધે બદલાતી પેખી,
પૂજાસ્થાનકો[7] વિષે, ધૂળ બહુ ઉડતી દેખી;
કાબા[8] આબાદ થયો બીજાં, ઘર સર્વે ઉજ્જડ થઈ,
એકત્ર થયાં ટોળાં સહુ, એકજ સ્થાન વિષે જઈ. ૭૧
વિદ્યા હુન્નર શિખ્યા, તેમની કને ઇસાઈ,[9]
આત્મશોધકે લીધા, સદ્ગુણો મહા સુખદાઈ;

---

૧ અજવાળું. ૨ અરબ લોકોમાં ઇસ્લામની પહેલાં શિક્ષણ આપવાનો રિવાજ નહોતો તેથી તેમને અભણુ ( ઉમ્મી ) કહેવામાં આવેલું છે. ૩ ફતેહ. ૪ પૃથ્વી. ૫ વગેરે. ૬ અસત્ય. ૭ દેવળો. ૮ મુસલમાનો ઈશ્વરભક્તિ કરતી વખતે જે દિશા તરફ મોઢું કરેછે તે; મતલબ કે મક્કા. ૯ ખ્રિસ્તિ લોકો.

ભણ્યા ઇસ્ફહાનિયો,[1] સુજનતા[2] અતિ ગુણકારી,
આધિન સેવક થયા, ઇશાની આજ્ઞાધારી;[3]
અજ્ઞાન ખસેડી જનતણાં, વાળ્યાં મન સુવિચારમાં;
નહિ અંધકારમય કોઇ ઘર, મેલ્યું આ સંસારમાં. ૭૨

જીવતા હુન્નર કર્યા, એરિસ્ટોટલના[4] ફરીને,
દેખાડયો પ્લેટોને,[5] ફરી સજીવન[6] કરીને;
હરેક નગરી અને, ગામ યૂનાન બનાવ્યાં,
સદ્વિદ્યા ને શાણપણું, સૌને સમજાવ્યાં;
પડદો દુનિયાની દૃષ્ટિથી, કઇ સહી દૂર કાઢિયો,
જનસમાજને[7] નિદ્રાથકી, સ્નેહ સહીત જગાડિયો. ૭૩

દરેક દુકાનથી, ગ્લાસ શરબત ભરી લાવ્યા,
હરેક આરાથકી,[8] તૃપ્તિ[9] પામીને આવ્યા;
પતંગિયાસમ પડયા, રોશની દેખી દૃષ્ટે,
પેગમ્બરનો હુકમ, ગાંઠમાં બાંધ્યો કષ્ટે;

---

૧ ઇસ્ફહાનના વતની. એ નગરમાં આગલા વખતમાં ઇરાનની રાજધાની હતી. ૨ માણસાઈ. ૩ આજ્ઞા પાળનાર. ૪ એને અરબી ભાષાના ગ્રંથકારો અરસ્તૂ કહે છે. એ પ્લેટોનો શિષ્ય અને સિકંદરનો ગુરૂ ઇ૦ સ૦ પૂ૦ ૩૨૨ માં ૬૩ વરસની ઉમરે મરણ પામ્યો. એ પ્રખ્યાત તત્વજ્ઞાની હતો. ૫ એને અરબી ભાષાના ગ્રંથકારો અફલાતૂન કહે છે. એ ઘણો પ્રખ્યાત તત્વજ્ઞાની હતો. એ સોક્રટીસનો શિષ્ય હતો. ઇ૦ સ૦ પૂ૦ ૪૨૮ માં આથેન્સમાં જન્મ્યો ને ૮૧ વરસની ઉમ્મરે મૃત્યુ પામ્યો. ૬ જીવતો. ૭ માણસોનું મંડળ. ૮ કિનારો. ૯ સંતોષ.

કે ખોવાએલા રત્ન[1]સમ, જ્ઞાન સદા ઉર આણજો;
જ્યાં દેખો ત્યાં તેને તમે, નિજની મિલકત જાણજો. ૭૪

શોધક બન્યા દરેક, સુવિદ્યાની શાખાના,
થયા તેઓ પ્રત્યેક, કાર્યમાં ચઢતા દાના;
એક્કા કૃષી[2]કર્મમાં, થયા વેડી શ્રમ જાતિ,
પ્રવાસમાં[3] પૃથ્વીપર, સદા પામ્યા પ્રખ્યાતિ;

ફેલાઈ દરેક પ્રદેશમાં, આબાદી[4] બહુ તેમની,
વેપાર હરેક પ્રજા શિખી, કેળવણીથી જેમની. ૭૫

ઉજડ મુલક હરેક, કર્યો જઈને આબાદ,
જન જાતિને કાજ, કર્યો સૌ સુખનો સાજ;[5]
પર્વત ને જંગલો, હતાં જે અતિ ભયકારી,[6]
સુંદર બાગ સમાન,[7] બનાવ્યાં તે શણગારી;

જે વસંત[8] હાલ ખીલી રહ્યા, મહિ[9]પર તે ઉર આણજો,
એ સર્વ છોડવા તેમના, રોપેલા છે જાણજો. ૭૬

સડકો હાલ સપાટ, સ્વચ્છ સીધી બહુ શોભે,
ઉભયમેર વૃક્ષની, છાંય દેખી મન લોભે;
નિશાનિયો મૈલની, ઠામ ઠામેજ અનૂપ,[10]
મારગને મોખરે, ધર્મશાળાઓ કૂપ;[11]

આ નકશા સર્વે તેમના, ઊતારેલા જાણજો,
છે તેજ કાફલાની બધી, નિશાનિયો મન આણજો. ૭૭

---

૧ હીરો. ૨ ખેતીવાડી. ૩ મુસાફરી. ૪ વસ્તીનો વધારો થવો તે. ૫ સામાન. ૬ બીહામણાં. ૭ જેવાં. ૮ વસંતઋતુ. ૯ પૃથ્વી. ૧૦ અનુપમ. ૧૧ કૂવા.

દેશાટનનો દિલે, તેમને શોખ વિશેષ,
જવર અવર પ્રત્યેક, ખંડમાં હતો હમેશ;
ધરતી દરિયો ઉભય, ખુંદી મારેલાં જેનાં,
સિલોનમાં[1] તંબુ તો, બાર્બરીમાં[2] ઘર તેનાં;
સરખાં અંતરમાં વતન ને, સફર[3] હતાં જેને સદા,
વસ્તી ને વગડો સમજતા, ઘર નિજનું તે સર્વદા. ૭૮
હમણાં લગી છે યાદ, તેમની ગતિ[4] દુનિયાને,
નિશાનિયો પગથીની, ઉઘાડી છે સૌ સ્થાને;
ચિહ્ન મલાયા[5] વિષે, તેમનાં હજી જડે છે,
જુદાઈમાં જેમની, હજુ મલબાર[6] રડે છે;
યાદ છે હિમાલયને[7] હજી, પૂર્વ હકીકત તેમની,
છે નિશાનિયો બાકી ઘણી, જીબ્રાલ્ટર[8] પર જેમની. ૭૯
પૃથ્વીપર નથી કોઇ, ખંડ એવો કે જેમાં,
નિશાનિયો જેમની, ઇમારતની નહિ તેમાં;
સ્પેન,[9] મિસર,[10] સીરિયા,[11] અજર ને હિંદ જરૂર,
છે દુનિયાં તેમના, મકાનોથી ભરપૂર;

---

૧ એ હિંદુસ્તાનની દક્ષિણે એક બેટ છે. જેને લંકા કહે છે. ૨ આફ્રિકાની ઉત્તરે એ ઇસ્લામી સંસ્થાન છે. એને મુસલમાનો મગરેબનો મુલક કહે છે. ૩ મુસાફરી. ૪ હાલોચાલો. ૫ એ સિયામની દક્ષિણે એક દ્વીપકલ્પ છે. ૬ હિંદના પશ્ચિમ કાંઠાનો દક્ષિણ ભાગ. ૭ એ હિંદની ઉત્તરે સૌથી ઊંચો એક જાણીતો પર્વત છે. ૮ એ સ્પેનમાં કિલ્લો છે, તે અંગ્રેજોને તાબે છે. ૯ એ યૂરોપમાં એક દેશ છે. ત્યાં મુસલમાનોએ ૭૦૦ વરસ સુધી ઇ૦ સ૦ ના ૧૫મા સૈકાલગી ભારે દબદબાથી રાજ્ય કર્યું છે. ૧૦ એ આફ્રિકામાં એક ઇસ્લામી જાણીતો દેશ છે. ૧૧ એ તુર્કસ્તાનમાં એક પ્રાંત છે. મુસલમાનો એને શામ કહે છે.

આદમ,[1] ગિરિની શરૂઆતથી, કે બેદા[2] પર્વત સુધી,
પત્તા મળશે તે સર્વનો, જો જઈને જોશો કદી. ૮૦

મહેલો તે સંગીન, અને તેમની સફાઈ,
ખંડેરો પર લીલ, જેમના આજે છાઇ;
તે કબરો કે હતા, ઘુમટ જેના સોનેરી,
સાર્કો[3] મસ્જીદો હતી, તેમની સાહ્યબી કેરી;
જો કે વૃદ્ધિ[4] કહિ તેમની, ઉઠી ગઈ બહુ કાળથી,
તો પણ કોઈ ઉજડ જગા, તેનાથી ખાલી નથી. ૮૧

---

## ૨ સ્પેન અને બગદાદનાં ઇસ્લામી રાજ્યો અને તેમની જાહોજલાલી.

---

બન્યો બગીચો સ્પેન, તેમને પગલે એક,
છે ચિન્હો ત્યાં હજુ, તેમના શેષ અનેક:
ભલે જઇ જન કોઈ, જોઈલે ખેદ સમેત,
ત્યાં હમરા[5] મહેલની, જીભપર છે આ બેત;
મારા કર્ત્તા અદનાનના,[6] વંશજ હતા પિછાણજો,
આ ભૂમિ ઉપર અરબની, છું નિશાની હું જાણજો. ૮૨

---

૧ એ લંકામાં એક પર્વત છે. ૨ એ સ્પેનમાં એક પર્વત છે. ૩ શાહેદી. ૪ વધારો. ૫ એ સ્પેનમાં મુસલમાનોના વખતનો એક મહેલ છે. ૬ ઉમૈયા કુળના પાદશાહો કે જેમણે સેકડો વરસ લગી સ્પેનમાં રાજ્ય કર્યું તે ઇસ્લામી પાદશાહો અદનાન નામે પુરૂષના વંશજો હતા.

ગ્રાનાડાથી[1] દમામ,[2] તેમનું પ્રગટ જણાયે,
જોતાં વાલેનૂશિયા, પ્રબળ ખુલ્લું દેખાયે;
છે બતલીમૂસને, યાદ મોટાઇ જેની,
કેડિઝમાં દિલગિરી, ઘણી ટપકી રહી એની;
નિદ્રામાં નશીબ જેમનુ, સૂતું છે સેવિલ વિષે,
દિનરાત વિયોગે તેમનાં, કાર્ડોવા રડતું દિસે. ૮૩
કાર્ડોવાનાં[3] કોઇ, જઇ ખંડેરો દેખે,
દ્વાર કમાન મિનાર, મસ્જીદોનાં ત્યાં પેખે;
અવલોકે ઘર જઈ, હિજાઝી[4] અમીરો કેરાં,
ઇસ્લામી રાજ્યનાં, નિહાળે ચિહ્ન વડેરાં;
તો મોટાઈ ખંડેરમાં, એવી તો ઝળકી રહી,
જયમ હોય ચળકતું ધૂળમાં, અતિ નિર્મળ સોનું કહીં. ૮૪
હતું નગર બગદાદ,[5] સર્વ નગરોમાં ભારી,
જેનો સિક્કા હતો, લીલા સૂકાપર જારી;
અબ્બાસી[6] કુળની, ધજા જયાં હતી ફરકતી,
કાન્તિ ખાલ્ડિયા[7] તણી, થઈ જે થકી ઝળકતી;

---

૧ આ છપ્પામાં ગ્રાનાડા વગેરે શહેરો આવેલાં છે તે સ્પેનમાં છે. ૨ દબદબો—ભભકો. ૩ એ સ્પેનમાં શહેર છે. ૪ ત્યાંના અમીરો અસલ, અર્બસ્તાનના હિજાઝ પ્રાંતના વતની માટે હિજાઝી અમીરો. ૫ એ તુર્કસ્તાનમાં ખાલ્ડિયા પ્રાંતમાં મોટું શહેર છે. તેમાં ઈ૦ સ૦ ૧૩૨ થી ૫૫૬ લગી અબ્બાસી ખલીફાઓની રાજધાની હતી. ૬ પેગમ્બર સાહેબના કાકા હઝરત અબ્બાસના વંશજોએ બગદાદમાં ઇસ્લામી રાજ્ય સ્થાપ્યું હતું તે અબ્બાસી ખલીફાઓનું રાજ્ય કહેવાય છે. તે સુમારે ૫૦૦ વરસ લગી ચાલ્યું. ૭ તુર્કસ્તાનમાં ઇરાકઅરબી અથવા ખાલ્ડિયા એક પ્રાંત છે.

અભિમાન રૂપ વાવાઝડું, લઈને તેને ગુમ થયું,
તાર્ત્તરીપૂર[1] ચઢી આવીને, ઓચિંતું ઘસડી ગયું. ૮૫

## ૩ બગદાદના ખલીફાઓએ વિદ્યા હુન્નરને આપેલો આશ્રય.

જો જઇને જન કોઇ, સુણે શિક્ષાને કાને,
તો રજકરણુ પ્રત્યેક, જણાવે છે તે સ્થાને;
હતો ચળકતો સૂર્ય, અહીં ઇસ્લામી જ્યારે,
હતી હવા જીન્દગી, બક્ષનારી અહિં ત્યારે;
અહીંથી આથેન્સની[2] ખાખમાં, ફરી ચતન્ય પડયું હતું,
જીવતું થઈ નામ યુનાનનું,[3] આ સ્થળથીજ થયું છતું. ૮૬
સોક્રટીસ[4] લુકમાન,[5] તણાં મુક્તાફળ છાનાં,
બુકરાતના સુભેદ, પાઠ પ્લેટોના દાના;
સોલનના[6] કાનૂન, એરિસ્ટોટલની શિક્ષા,
પડયાં કબરમાં હતાં, થતી જેની ન નિરિક્ષા;
આવી અહીંજ તૂટી જુઓ, મ્હોર અવાચક તેઓની,
પચરંગી આ ઉદ્યાનથી,[7] સુગંધ પ્રસરી જેમની. ૮૭

---

૧ એ ચીનની ઉત્તરે એક મોટો દેશ છે. ત્યાંના લોકોએ અબ્બાસીઓનું રાજ્ય લઇ લીધું ૨ એ ગ્રીસની રાજધાની છે. ૩ ગ્રીસ. ૪ એ ગ્રીક તત્વજ્ઞાની ઇ૦ સ૦ પૂ૦ ૪૬૯ માં જન્મ્યો અને ઇ૦ સ૦ પૂ૦ ૩૯૯ માં મૃત્યુ પામ્યો. ૫ એ તત્વજ્ઞાની મુસલમાનોમાં પ્રખ્યાત છે. યૂરોપિયનો તેને ઇસપ કહે છે, અને તેણે રચેલી વાર્તાઓના પુસ્તકને ઇસપનીતિ કહે છે. ઇ૦ સ૦ પૂ૦ ૬૦૦ વરસ ઉપર તે ગ્રીસમાં હયાત હતો. ૬ એ વિદ્વાન્ પુરૂષે પ્રાચીનકાળમાં આથેન્સના રાજના કાયદા રચ્યા હતા. ૭ બગીચો-બાગ.

વિદ્યાપર ત્યાં પ્રેમ, હતો એવો તે વારે,
મલમ શોધતો હોય, કોઈ ઘાયલ જખમ પ્યારે;
કમી થતી નહિ તૃષા[1], તેમની કોઇ પ્રકારે,
ઓલાતો ન લગાર, અગ્નિ વૃષ્ટિની ધારે;
ગ્રંથો યૂનાન મિસર થકી, ઊંટો ઉપર લાવતા,
પુસ્તકના થોકેથોક નિત, રાજ્યભવનમાં[2] આવતા. ૮૮

જે તારા પૂર્વમાં[3], નાખતા પ્રકાશ ત્યારે,
તે પશ્ચિમ[4] લગી હતા, પ્રકાશિત કિરણો દ્વારે;
પારીસ, લંડન, રોમ, તણી પુસ્તકશાળાઓ,
દીપે હજી જેમની, સજી ગ્રંથની માળાઓ;
મચી રહ્યો હતો કંઇ દેશમાં, શોર જેમનો કાનમાં,
તે સૂતા છે બગદાદના, જઇને કબરસ્તાનમાં. ૮૯

કૂફાને[5] સંજાર,[6] નગરનાં તે મેદાન,
મળ્યા હતા જ્યાં ઘણા, શિલ્પશાસ્ત્રી[7] વિદ્વાન;
ફેલાયાં ગોળનાં, માપનાં સાધન તેથી,
જણાઈ અટકળ ભાગ થકી પૂરાની જેથી;
કરી રહ્યો ઝમાનો ત્યાં હજી, વિલાપ અંતરજ્વાળથી,
તે અબ્બાસી કુળની સભા[8], કયાં ગઇ લાંબા કાળથી. ૯૦

---

૧ તરશ. ૨ રાજમહેલ. ૩ એશિયાખંડમાં. ૪ યૂરોપખંડમાં. ૫ એ સીરિયામાં એક શહેર છે. ૬ એ પણ સીરિયામાં એક શહેર છે. ૭ ઇજનેરો ૮ બગદાદના ખલીફાઓમાંના કેટલાક વિદ્યાના ઘણા શોખીન હતા. તેમણે ગોળાનું માપ શોધવાને માટે કૂફા અને સંજારનાં મેદાનોમાં ઘણીકવાર વિદ્વાન શિલ્પશાસ્ત્રીઓની સભાઓ ભરી હતી.

સમરકંદથી સ્પેન, લગી જોતાં કંઈ ઠામે,
સ્થાપી હતી તેમણે, વેધશાળા[1] બહુ ગામે;
કાસિયૂનને[2] મુશગાર્નો[3] ભૂમિથી જાણે,
આ અવાજ આવતો, સુણાય ઉભય ઠેકાણે;
કે નિશાનિયો આ જેમના, ચબૂતરાઓની રહી,
તે ઇસ્લામી જોતિષિયો,[4] આજે ગૂમ થયા કહીં. ૯૧

## ૪ તે સમયે મુસલમાનોએ ચોમેર કરેલો વિદ્યાનો પ્રસાર અને તેમણે વિદ્યાની જુદી જુદી શાખાઓમાં કરેલો સુધારો વધારો.

ગ્રંથકાર ઇતિહાસ તણા શોધક જે આજે,
નિયમ જેમના જુદા, શોધ કરવાના રાજે;[5]
જોવામાં પુસ્તકો, કશું બાકી નહિ રાખ્યું,
પૃથ્વીના પૃષ્ટને,[6] જેમણે છાણી નાંખ્યું;
ઉભરાવ્યું અંતર તેમનું, અરબોએજ પ્રમાણજો,[7]
શિખવ્યું તપાસ કરતાં ઊંડી, એજ પ્રજાએ જાણજો. ૯૨
અંધકારમાં હતો, પૂરો ઇતિહાસ વિંટાયો,
કથા વારતા તણો, સિતારો[8] ગ્રહણે છાયો;

૧ આકાશી પદાર્થોનું નિરિક્ષણ કરવાને માટે પર્વતપર કે કોઈ ઊંચા ટેકરા ઉપર મકાન બાંધવામાં આવે છે તે. ૨ એ સીરિયામાં દમસ્કની ઉત્તરે એક પહાડ છે. ૩ એ તાતારમાં એક શહેર છે. ૪ જોષિયો. ૫ શોભે. ૬ પૃથ્વીની સપાટી. ૭ જાણજો. ૮ તારો.

સદ્બુદ્ધિ રૂપ સૂર્ય, વાદળાંમાં સંતાયો,
સંશયમાં[1] સાક્ષીનો, પ્રદેશ હતો ઢંકાયો;
અરબોએ તે મારગ વિષે, દીપક[2] એક પ્રગટ કર્યા,
પ્રત્યેક કાફલાનો જડયો, જેનાથી પત્તા ખરો. ૯૩
વચનામૃત[3] નબી તણા, શોધતું મંડળ એક,
જેણે ખોળ્યા હતા, બનાવટિયા પ્રત્યેક;
ગુપ્ત જૂઠના છિદ્ર, કર્યા ખુલ્લાં સૌ તેણે,
બંધ કર્યાં પ્રત્યેક, વાદીનાં[4] મોઢાં જેણે;
ક્રમવાર[5] ન્યાય તજવીજનાં, કાનૂનો તેણે કર્યા,
દીધું ન ચાલવા કોઇ પણ, અસત્યનું જાદુ જરા. ૯૪
સહેલી સફર હરેક, એજ ધુનમાં કરી દીધી,
એજ શોખમાં ઘુમી; ખબર ભૂતળની લીધી;
ધર્મજ્ઞાનનો સુણ્યો, ખજાનો જેની પાસે,
મૂળ હકીકત ટીકા, સહિત મેળવી ઉલ્હાસે;[6]
પારખી ચઢાવી કસોટીએ, તેને પૂરી રીતથી,
લહેજત પોતે ચાખી પછી, દીધી બિજાને પ્રીતથી. ૯૫
વાતો કથનારમાં, છિદ્ર દેખી દર્શાવ્યાં,
ખુબિયો અને કલંક, સ્પષ્ટ કરીને સમજાવ્યાં;
ધર્મગુરૂના દોષ, દક્ષતાથી[7] દેખાડયા,
આચાર્યનાં[8] કલંક, છૂટથી સર્વ જણાવ્યાં;
પટ[9] પવિત્રતાના ઢોંગનું, તોડયું નિર્ભયતા થકી,
પંડિત કે યોગી કોઇને, મેલ્યો નહિ બાકી નકી. ૯૬

---

૧ સંદેહ. ૨ દીવો. ૩ હદીસ એટલે પેગમ્બર સાહેબનાં વચન. ૪ તકરાર કરનાર. ૫ અનુક્રમે. ૬ આનંદ. ૭ ડહાપણ. ૮ ધર્મગુરૂઓ. ૯ લૂગડું-પડદો.

હદીસ[1] કથનારને, ગ્રંથ પૂરાવાના જે,
સ્વતંત્રતા તેમની, બતાવે છે તે આજે;
સ્વધર્મિયોપર હતો, માત્ર નહિં આ એહસાન,
બીજી પ્રજાઓનુંય, એથી દોરાયું ધ્યાન;
જે સ્વતંત્રતામાં સર્વથી, આજે છે આગળ ગયા,
તે સ્પષ્ટ[2] બતાવે કે તેઓ, સ્વતંત્ર[3] ક્યારથકી થયા. ૯૭

વિનાશ પામ્યા હતા, રસિક વાણીના ગ્રંથો,
હતા અજાણ્યા રૂઢ,[4] પ્રૌઢ[5] ભાષાના પંથો;
રોમ તણી શૈલિનો,[6] હતો દીપક ઓલાયો,
ઇરાનીયોનો અગ્નિ, બુઝાઈ જતો દેખાયો;
જેવી ઓચિંતી અરબની વિદ્યુલતા[7] ઝબકી ઘણી,
ખુલ્લીની ખુલ્લી રહી ગઈ, આંખો સર્વ જનો તણી. ૯૮

સુભાષિત[8] ભાષણો, સુણ્યાં અરબોનાં જેવાં,
છટાદાર વર્ણનો, નિહાળ્યાં નજરે તેવાં;
મનમાં તે કાવ્યનો, ચઢેલો તે આવેશ,[9]
સાગર સમ ભાષણો તણું તે વહન[10] વિશેષ;
મોહક વાક્યો તે સાંભળ્યાં, તે મનહર ફકરા છતા,
તો સમજ્યા કે જાણે અમે, આજ લગી મૂંગા હતા. ૯૯

હતી ન આવડ વખાણુ, કે નિંદાની યાદ,
વર્ણવવાની હતી, ન ઢબ હર્ષ[11] કે વિષાદ;[12]

---

૧ પેગમ્બર સાહેબના મુખનાં વચનો. ૨ ખુલ્લું. ૩ છૂટા. ૪ રૂ-ઢીસ્થ. ૫ મોટી. ૬ છટા. ૭ વિજળી. ૮ અસરકારક. ૯ જુસ્સો. ૧૦ પ્રવાહ–વહેતં. ૧૧ ખુશી. ૧૨ શોક.

જાણીતો ન પ્રકાર, શા'ણુપણુની શિક્ષાનો,
દફનાએલો[1] હતો, કલમ જીભનો ખજાનો;
ગાતાં આ ગાયન સૌ જનો, શિખ્યા તેમનાથી નકી,
છૂટી થઇ જીભ અવર[2] તણી, અરબોની વાચા[3] થકી. ૧૦૦

પ્રસર્યું[4] વૈદકશાસ્ત્ર, તેમનાથી સૌ સ્થાન,
પામી જેથી અનેક, પ્રજા વૈદકનું જ્ઞાન;
પૂર્વમાંજ એકલી, તેમની નહોતી ખ્યાતી,[5]
પશ્ચિમમાં સચ્ચાઈ, હતી તે માન્ય[6] કરાતી;
નામીચું સેલરનું[7] વિષે, એક દવાખાનું હતું,
તે પશ્ચિમમાં અરબો તણી, સુગંધ બહુ ફેલાવતું. ૧૦૧

અબૂબકર[8] અતિ કુશળ, અલીઇસા[9] બહુ શાણો,
હુસેનસીના[10] ઘણો, પ્રવીણ હકીમ પિછાણો;

---

૧ દટાએલો. ૨ બીજા. ૩ બોલી. ૪ ફેલાયું. ૫ નામના. ૬ કબુલ. ૭ એ ઈટાલીમાં એક શહેર છે. ૮ અબુબકરાઝી એ પ્રખ્યાત હકીમ (વૈદ) ઈરાનના રૅ પ્રાંતનો વતની હતો. તેણે લાંબી મુદત લગી પોતાના વતનમાં ને બગદાદમાં વૈદકનો ધંધો ચલાવ્યો હતો. તેણે ૩૧૩ ગ્રંથ લખ્યા છે. જેમાંના ઘણાખરા વૈદકના છે. તેનો હિજરી સ૦ ૩૨૦ માં કાળ થયો. ૯ અલીઇબ્નેઇસા એને ચેમ્બર્ઝન સાઇક્લોપિડિયામાં ઇસ્લામી નામીચા વૈદોમાંનો એક ગણેલો છે. ૧૦ હુસેનઈબ્નેસીના એટલે યૂરોપિયનો જેમને અવિસીના કહે છે તે બૂઅલીસીનાનો જન્મ બુખારા શહેરમાં ઈ૦ સ૦ ૯૮૩ માં થયો હતો. નાનપણથીજ તેમણે સાહિત્ય, વનસ્પતિશાસ્ત્ર અને ગણિત તરફ સારૂં લક્ષ આપવા માંડ્યું હતું, અને તેઓ એક પ્રસિદ્ધ મુસલમાન વૈદ તથા તત્વજ્ઞાની નીવડ્યા હતા. ૧૮ વરસની વયે પુરતા પ્રમાણમાં વિદ્યા-

હતો અધિક નિપૂણ,[1] હુનેનઇસ્હાક[2] સુધીર,
હકીમ શિરોમણી, ઝયાબેતાર[3] સુવીર;
અનુગામી[4] છે સૌ એમના, વૈદો પૂર્વ પ્રદેશના,
એમનાજ પશ્ચિમવાશિયો, આભારી છે હમેશના. ૧૦૨

ધર્મ અર્થ[5] સાધવા[6] તણા શાસ્ત્રો હિતકારી,
સિદ્ધ[7]પદારથજ્ઞાન, અને વૈદક ગુણકારી;
તત્વજ્ઞાન,[8] વેપાર, રસાયન,[9] ગણિત, ખગોળ,[10]

---

ભ્યાસ કરી રહ્યા પછી તેમણે વૈદકનો ધંધો શરૂ કર્યો, જેમાં ફતેહમંદીની સાથે આગળ વધતાં વધતાં છેવટે તેઓ બગદાદ રાજધાનીમાં શહેનશાહી વૈદની પદ્દીએ પહોંચ્યા હતા. જુદા જુદા વિષયો ઉપર તેમણે ૪૦ ગ્રંથો રચેલા હતા. જેમાંના ઘણાખરાનો તો હાલમાં પત્તો પણ લાગતો નથી તોપણ શિફા, કાનૂન વગેરે ત્રણ ચાર ઉપયોગી અને વિદ્વત્તા ભરેલાં પુસ્તકો હમણાં અસ્તીત્વમાં છે. ઈ० સ० ૧૦૩૭ માં તેઓ ૫૪ વર્ષની ઉમ્મરે ઇરાનમાંના હમદાન શહેરમાં મરણ પામ્યા. ૧ કુશળ. ૨ હુનેનઇસ્હાક એ પ્રખ્યાત હકીમ ખ્રિસ્તિ હતો અને ઇરાક અરબીમાં જઈ વસ્યો હતો. અબ્બાસીખલીફા મુતવક્કલના વખતમાં એ ભાષાન્તરખાતાનો મુખ્ય અધિકારી હતો તેથી તેને ઇસ્લામી હકીમોમાં ગણેલો છે. ૩ ઝયાઉદ્દીન ઇબ્નેબેતાર એ નામીચો હકીમ સ્પેનનો રહેનાર હતો. એણે દૂરદૂરની મુસાફરીઓ કરીને વનસ્પતિનો શોધ કરી ઘણાં પુસ્તકો લખ્યાં છે. તે ઈ० સ० ૬૪૬ માં મરણ પામ્યો. ૪ પાછળ જનાર–અનુકરણ કરનાર. ૫ ધન. ૬ મેળવવા. ૭ પદાર્થના ગુણ–સામાન્યધર્મની શિક્ષા આપનારૂં શાસ્ત્ર. ૮ તત્વબોધ. ૯ બે અથવા વધારે પદાર્થોના રસની મેળવણી કરવાથી જુદાજ ગુણનો પદાર્થ બને છે તે. ૧૦ જેમાં આકાશી પદાર્થોનું વર્ણન કરેલું હોય છે તે.

યંત્રશાસ્ત્ર,[1] કૃષિશાસ્ત્ર,[2] શિલ્પશાસ્ત્ર[3] ને ભૂગોળ;
એમની જઇને જ્યાં તમે, તપાસ કરશો મનથકી,
તો નિશાનિયો ત્યાં તેમનાં, પગલાંની મળશે નકી. ૧૦૩
થયો અરબનો પાયમાલ જોકે ઉદ્યાન,[4]
પણ દુનિયાં કરી રહી, તેમના ગુણનું ગાન;
વૃષ્ટિ તેમની લીલાલ્હેર, કરી ગઇ સૌ ઠાર,
કાળા ગોરા ઉપર, અરબનો છે ઉપકાર;
જે આજ પ્રજાઓ છે બની, સર્વથકી શિરોમણી.
અરબોની તે રે'શે સદા, સર્મીન્દી[5] મનમાં ઘણી. ૧૦૪

---

## ૩ ઈસ્લામની પડતી અને તેનાં કારણ.

---

### ૧ ધર્મ નીતિનો અભાવ, સદ્‌વર્તનનું તજવું અને રાજ્યાધિકારની સાથે મનુષત્વનું ગુમાવી દેવું.

---

નિયમો ઈસ્લામના, રહ્યા કાયમ જ્યાં સૂધી,
સ્વધર્મિયોનાં રહ્યાં, શુદ્ધ[6] વર્તન શુધ બુદ્ધિ;
નિર્મળ મધ જ્યાં લગી, રહ્યું જેવી શુધ ખાપ,
જ્યાં લગી ચાંદી રહી, ભેગથી પૂરી સાફ;

---

૧ જેમાં યંત્રોની બનાવટ વર્ણવેલી હોય છે તે. ૨ ખેતીવાડીની વિદ્યા. ૩ ઇમારતો બાંધવાની વિદ્યા. ૪ બગીચો. ૫ લજવાએલી. ૬ ચોખ્ખાં આચરણ.

ત્યાં લગી કોઈ ઈસ્લામની, સામે શૂર હતો નહિ,
વાવટો એક ચોબાજુએ, ઝળકી રહ્યો હતો સહી. ૧૦૫
પણ સફાઇનો ઝરો, થયો મેલો જે વારે,
થયો ગૂમ સદ્ધર્મ તણો શુભ હેતુ ત્યારે;
શિર ગરૂડની[1] રહી, ન બાકી છાયા છેક,
ત્યારે પૂરો થયો, કરાર પ્રભુનો નેક[2];
" નથી અમે બગાડયો કોઇને, હમણા લગી અહેતથી,
દુનિયામાં જ્યાં લગી કોઇ જન, ખુદ પોતે બગડ્યો નથી. " ૧૦૬
પડતા દિન તેમના, હવે આવ્યા દુનિયામાં,
વર્શોને તે ઉદ્દવસ્ત,[3] થવા લાગ્યા વસુધામાં;
મેળા સૌ તેમના, છેક વિખરાવા લાગ્યા,
સુધર્યા જેવા હતા, બગડવા તે અનુરાગ્યા:[4]
લીલી ખેતી સૌ તેમની, લ્હેરો ખાઈ બળી ગઈ,
દુનિયામાં ઘટા છવાઇને, અલોપ[5] આંખ થકી થઇ. ૧૦૭
રહ્યાં તેમની કને, નહીં દોલત કે માન,
સુભાગ્ય ને ધન થયાં, સંગ તજી અંતર્ધાન[6];
ગયાં મેલી તેમને, સુવિદ્યા, કળા, વિશેકે,
વિનાશ પામી સર્વ, ખૂબિયો એકે એકે;
જોતાં વર્તન ઈસ્લામ કે, રહ્યું ધર્મનું નામનું,
માનો તો માત્ર રહી ગયું, નામ એક ઇસ્લામનું. ૧૦૮

---

૧ ધર્મને ગરૂડની ઉપમા આપેલી છે, ગરૂડની એટલે ધર્મની.
૨ કલ્યાણ કરનારો. ૩ ઉજડ. ૪ પ્રીતિ રાખવા લાગ્યા—કામ કરવા લાગ્યા.
૫ સંતાઈ ગઈ. ૬ ગૂમ થયાં.

કોઈ ટેકરો હોય, ઊંચો એવો કે ત્યાંથી,
નજર નીચે આવતી, હોય સૌ દુનિયા જ્યાંથી;
તેના ઉપર ચઢે, કોઈ ડાહ્યો નર એક,
જન મંડળનો જુએ, તમાશો તે નર છેક;
તો કોમોમાં તે એટલો, ફરક દૃષ્ટિએ દેખશે,
કે દુનિયાને ઉપર તળે, થઈ ગયેલી પેખશે. ૧૦૯
જોશે તે ચોમેર, નજરથી બાગ અનેક,
કંઇ તો લીલાછંમ, સ્વર્ગવાડી સમ છેક:
ઘણાક તેનાથકી, ઉતરતા પણ ખીલેલા,
કંઇક જણાશે વળી, તાજગી[1] રહિત સુકેલા;
જો કે તરૂઓપર[2] તેમના, બોજ ન પત્રોનો દીસે,
તોપણ તરૂ દીસે થનાર તે, ભવિષ્યમાં નજરો વિષે. ૧૧૦
એક બાગ પછી અતિ, ઘણો વેરાન જણાશે,
જેમાં ચારે મેર, ધૂળ ઉડતી દેખાશે;
જેના ઉપર જરા, તાજગીનું નહિ નામ,
લીલી ડાળો જેની, બળી ખરી પડી તમામ;
ફળ ફૂલ આવવાની કશી, આશ નહીં જેના વિષે,
જોતાં નજરે જેના તરૂ, બળતણને લાયક દીસે. ૧૧૧
જ્યાં વરસાદ હમેશ, ઝેરનું કામ કરે છે,
વૃષ્ટિ જ્યાં માળીકઠારીની અફળ ઠરે છે;
કરતાં ઘણો પ્રયત્ન, થાય વેરાન વિશેષ,
વસંત કે પાનખર, ૠતુ માફક નહિ લેશ;

---

૧ લીલોતરી વગરના. ૨ છોડ-ઝાડ.

ત્યાં પળે પળે આવી રહ્યો, એવો કાન અવાજ છે,
વેરાન બાગ ઇસ્લામનો, જુવો ખરેખર આજ છે. ૧૧૨

તે હિજાઝી[1] ધર્મનું, વહાણુ નિર્ભય કે જેનો,
દુનિયાની ચોમેર, વાવટો પહોંચ્યો તેનો;
જેને આફત કોઇ, ન રોકી શકી હમેશ,
અટક્યું ઓમાન[2] કે, નહીં કુલઝમમાં[3] લેશ;
સાતે સમુદ્ર જેણે જુવો, ખેડયા અતિ ઉમંગમાં,
તે આવીને અંતે અહિં, ડૂબ્યું ગંગ[4] તરંગમાં[5]. ૧૧૩

કાન ધરીને સુણે, કદી શિક્ષા લેનાર,
તો હિમાચળ[6] થકી, સિલોન[7] સુધી આવાર;
પૃથ્વી પર્વત પત્ર,[8] પુષ્પ[9] જાણે કરી નાદ,
કરી રહ્યાં છે ખિન્ન[10] પણે એવી ફરિયાદ;
કે જેમનાથી જન જાતિને, અભિમાન કાલે હતું,
તેમનાથી આજે હિન્દને, લાગ્છન લાગ્યું છે છતું. ૧૧૪

જતો રહ્યો જો રાજ્ય તણો અધિકાર તમારો,
તો ન કાંઈ તે વિષે, તમારો હતો ઇજારો;

---

૧ હિજાઝ એ અર્બસ્તાનમાં એક પ્રાંત છે એની રાજધાની મક્કા છે. મક્કામાં ઇસ્લામી ધર્મ નીકળ્યો માટે એને હિજાઝીધર્મ લખ્યો છે. ૨ એ અર્બસ્તાનમાં એક પ્રાંત છે. એની રાજધાની મરકત છે તેને લગતો જે અખાત છે તેને ઓમાનનો અખાત કહે છે. ૩ રાતા સમુદ્રને અરબલોકો કુલઝમ કહે છે. ૪ ગંગા નદી. ૫. મોજાં. ૬ હિમાલય પર્વત. ૭ લંકા. ૮ પાંદડાં. ૯ ફૂલ. ૧૦ દુઃખી થઇને.

ઉપાય કોનો કાળ–ચક્ર[1] આગળ ચાલે છે ?
કદી સિંકદર[2] અહીં, કદી દારા[3] મ્હાલે છે;
નથી બાદશાહી કૈં આખરે, ઈશ્વરપણું વિચારજો,
આજે છે તે જો આપણી, કાલ પરાઈ ધારજો. ૧૧૫

જયારે ડહાપણ ભરી, થઇ ઇચ્છા ઈશ્વરની,
કે હિતશિક્ષા[4] થાય, બધે ચાલુ નરવરની:[5]
મચે ધૂમ સદ્દધર્મ, તણી મહિપર સૌ ઠાર,
બક્ષ્યો તેથી રાજ્ય તણો તમને અધિકાર;
કે આજ્ઞાઓ સતશાસ્ત્રની, ફેલાવો દુનિયા વિષે,
માનવી આગળ પ્રભુની કરો, રજૂ દલીલો[6] દિનનિશે.[7] ૧૧૬

કરી રહી નિજ ફર્જ, હકૂમત પૂરી જયારે,
હવે ન ઈસ્લામને, જરૂર તેની રહી ત્યારે;
પણ હજાર અફસોસ, અરે ! ઉમ્મત નરવરની,
માણસાઇ પણ ગુમાવી, તેની સાથ પદરની[8] ?
હકુમતની તમહુપર હતી, ઝૂલ એક જાણે અરે,
દૈવત તમારૂં, તે ઊડતાં, ગયું જણાઈ આખરે. ૧૧૭

જોતાં કોઓ ઘણી, ઝમાનામાં છે એવી,
કે આવશ્યકતા ન, હકૂમતની જયાં તેવી;

---

૧ ઝમાનાનું ચક્ર. ૨ એ ગ્રીસનો પાદશાહ હતો. તેણે દુનિયાંનો ઘણો ખરો ભાગ જીતી લીધો અને ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં બાબિલનમાં ૩૨ વર્ષની ઉમરે મરણ પામ્યો. ૩ એ ઇરાનનો પાદશાહ હતો. તેની પાસેથી ઇ૦સ૦ પૂ૦ ૩૩૧ માં સિકંદરે ઇરાનનું રાજ્ય જીતી લીધું. ૪ કલ્યાણકારી શીખામણ. ૫ સર્વોત્તમપુરૂષ–પેગમ્બરસાહેબ. ૬ કારણો. ૭ રાતદિવસ. ૮ ગાંઠની.

પણ આફત આવી ન, હશે ક્યાંહી આપેર,
કે છવાઇ ગઇ હોય, અવદશા ઘેરે ઘેર;
અહિં છે ચકોર[1] ને બાજ સૌ, જોતાં ઊંચાઈ પરે,
આ સમે અમે એકજ છીએ, પાંખો વાળ વિના ખરે. ૧૧૮

તેજ ધર્મ કે હતો, ચરણ[2] આકાશે જેનો,
હરેક હદમાં હતો, વાવટો ઉડતો તેનો;
તેજ કોમ કે હતી, પ્રતિષ્ઠિત[3] જે સૌ ઠામ,
તે સમાજ કે હતું, શ્રેષ્ઠ,[4] જેનું ઉપનામ;[5]
તેની નિશાની બાકી હવે, માત્ર એટલી છે રહી,
કે મુસલમાન ગણીએ છીએ, અમેય પોતાને અહિં. ૧૧૯

જોવા જતાં અમારી, રગોમાં કે શોણિતમાં,[6]
કોશિશમાં કે વિચારમાં રસના[7] કે ચિત્તમાં:
સ્વભાવમાં કે મિજાજમાં ખો[8] કે આદતમાં,[9]
વાતચીતમાં તેમ, દરેક અમારા મતમાં:
નથી ભલમનસાઇ રહી જરા, બાકી દિલે વિચારજો,
જો હોય કદાપિ કોઇમાં, આકસ્મિક[10] તે ધારજો. ૧૨૦

હલકાપણું હરેક, અમારી વાત વિષે છે,
નીચ લોકથી ચાલ, અમારી નઠારી દિસે છે;

---

૧ એનો મતલબ એ છે કે ચકોર એટલે જીતાએલી અને બાજ એટલે વિજેતા કોમો સૌ ઊંચી પંક્તિએ જણાય છે. પ્રજાઓને ઉપમા આપેલી છે. ૨ પગ. ૩ આબરૂદાર. ૪ ઉત્તમ. ૫ ઇલ્કાબ. ૬ લોહી. ૭ જીભ. ૮–૯ ટેવ. ૧૦ એકાએક.

છીએ અમે બાપના, નામને ડાઘ સ્વરૂપે,
પગલું અમારૂં સ્વદેશીને છે લાઞ્છન રૂપે,
ખોઇ છે પૂર્વજોની[1] બધી, અમે આબરૂ આ સમે,
અરબોની સર્વે શ્રેષ્ઠતા, ડુબાવી દીધી છે અમે. ૧૨૧
કોમોમાં નથી માન, સભાઓમાં નહિ માપ,
સ્નેહ સ્વજનમાં કે ન, પરાયાંથી મેળાપ;
મિજાજમાં છે સુસ્તી, મગજમાં ગર્વ વિશેષ,
નીચપણું ખ્યાલમાં, પ્રવિણુતા સાથે દ્વેષ;[2]
અંતરમાં છાની શત્રુતા, જાહેર મિત્રાચાર છે,
મતલબનો વિનય[3] બતાવીયે, મતલબનો સત્કાર છે. ૧૨૨
અમે ન અધિકારીના, ભેદથી વાકિફગાર,
મેળવી નથી આબરૂ, કામદારો મોઝાર;[4]
કીર્તિ પામવા યોગ્ય, અમે નથી સદ્વિદ્યામાં,
નથી માન મેળવ્યું, કળામાં[5] કે ધંધામાં;
નોકરી પામવા યોગ્ય કૈં, પદ[6] અમારી પાસે નથી,
વેગળા ઘણા રહીએ અમે, સોદાગરીના લાભથી. ૧૨૩
છે ભૂંડી સ્થિતિ કરી, પડતીએ છેક અમારી,
પહોંચી ગઇ છે દૂર, અધિક, અમારી ખુવારી;
થઈ ગઈ આબરૂ, હતી નહોતી દુનિયામાં,
નથી સંભવ કે હવે, આવીએ ઊંચ દશામાં;

---

૧ બાપદાદા. ૨ વેર. ૩ નમ્રતા. ૪ માં. ૫ હુન્નર. ૬ ડીગ્રી—દરજ્જો.

આધારે એક ઉમેદને, છીએ પડેલા સૌ અમે,
સ્વર્ગ પામવાની આશપર, માત્ર જીવીએ આ સમે. ૧૨૪

દેશાટનની હોંસ, અમારામાં નહિં લેશ,
ઈશ્વર મહિમા[1] થકી, અજાણ્યા છીએ વિશેષ;
દૃષ્ટિ આગળ દિસે, દિવાલો ઘરની જે છે,
વાસ્તવિક ક્ષિતિજ,[2] અમારા મનથી એ છે;

માછલાં કૈંક થઇ એકઠાં, કોઇ સરોવરમાં રહે,
તેનેજ સદા મનથી તેઓ, સૌ દુનિયા માની લહે. ૧૨૫

પારીસ, ઇસ્તમ્બોલ,[3] પિરામિડ,[4] નહેર સરોવર,
જંગલ, પર્વત, બેટ, દેશ, દરિયો, ઉપસાગર;
એજ તરેહના ઘણા ખરાં બીજાં પણ નામ,
ગ્રંથોમાં વાંચીએ, અહોનિશ[5] ઠામોઠામ;

પણ જ્યાં સૂધી ના દેખીએ, કહીએ શી ખાત્રી થકી,
કે છે તે સૌ આકાશપર, કે ધરતી ઉપર નકી. ૧૨૬

તે અમૂલ્ય પુંજી કે, મૂળ દોલતનું માનો,
સુધરેલા દેશની, ભલાઈ તણો ખજાનો;
શ્રેષ્ઠ પૂંજી તે સુખી, પ્રજાઓની મન જાણો,
તે દોલત કાળ છે, અંતરે એવું આણો;

---

૧ મોટાઈ. ૨ કોઇ જગાથી બધી તરફ ૯૦ અંશને અંતરે થઇને જાય એવું મહદ્દવર્તુળ દોરીએ તે. ૩ એ તુર્કેસ્તાનની રાજધાની છે. ૪ એ મિસર દેશમાં પ્રાચીનકાળની ઘણીજ પ્રખ્યાત પથ્થરની ઇમારત છે. ૫ રાતદિવસ.

નથીં કદર અમારી નજરમાં, તેની જુઓ જરાય છે,
એમની એમ બરબાદ સૌ, ફોગટ તે થઇ જાય છે. ૧૨૭

માગે પૈસો એક, અમારી પાસે જ્યારે,
અમને થોડો ઘણો, જણાશે બોજો ત્યારે;
પણ દુનિયાને ધર્મ તણી પૂંજી કે જેનાં,
જીવતરમાં પ્રત્યેક, અમોલી છે પળ તેની;
તેને ઉડાવવામાં અમે, કંજુસાઇ કરતા નથી,
તે લુટાવવા ઉદારતા, હમેશ વાપરીએ છતી. ૧૨૮

રાત દિવસના શ્વાસ, બધા ગણીએ જે વારે,
બહુ થોડા નીકળે, શ્વાસ તેમાંથી ત્યારે;
કે જેમાં કાલને, કાજ કૈં સંગ્રહ થાય,
એ રીતે દિનરાત, નિરંતર ચાલ્યાં જાય;
જાણે વાકિફ નથીં કોઈપણ, અમારા વિષે આ ભવે,
કે કોઈ પળમાં શ્વાસ આ, છેલ્લા નિકળે છે હવે. ૧૨૯

---

## ૨ દુર્દશામાં પડેલી હાલની મુસલમાન પ્રજાની બીજી ઉદ્યોગી પ્રજાઓની સાથે સરખામણી.

---

સૌ રસ્તા જે પ્રજા, પસાર કરી ચૂકી છે,
દરેક વસ્તુ તણા, વિધાન ભરી ચૂકી છે;
હરેક બોજો શિરે, ઉઠાવેલો છે ભારે,
મરી ચૂકી છે પ્રથમ, થઈ છે જીવતી ત્યારે;

એવીજ રીતે હજી માર્ગની, ખંતે ખોળ તેઓ કરે,
જાણે જવાનું છે તેમને, હજુએ લાંબે અંતરે. ૧૩૦
સુતા નથી ઊંઘમાં, ચેનથી તે આવાર,
નથી તૃપ્તી પામતા, પરિશ્રમથી કો,[1] ઠાર;
ખોતા મૂડી નથી, ગાંઠની કદી વિરામી,[2]
ગુમાવતા નથી જેઓ, કદી પળ કોઈ નકામી;
થાકે ન ચાલવાથી તેઓ, કે ન જરા ગભરાય છે,
આગળ વધી ગયા છે ઘણા, ને નિત વધતા જાય છે. ૧૩૧
પણ હમણાં લગી અમે, હતા ત્યાં સ્થિર થઇ ઠરીએ,
ખનિજ પેઠે ભાર, પૃથ્વીની પીઠે કરીએ;
મહીપર એવા છીએ, અમે કે છીએ ન જાણે,
નવરા બેઠા છીએ, છેક એવા આ ટાણે;
કે જાણે હતાં જરૂરનાં, જે કામો દુનિયા વિષે,
તે કરી ચુકયા, એકજ હવે, મરવાનું બાકી દિસે. ૧૩૨
અહિં બીજી જેટલી, પ્રજાઓ શ્રેષ્ઠ જણાય,
ખુદ સુભાગ્ય તેમને, આજ સ્વાધિન દેખાય;
ઈજ્જત વ્યાપારમાં, ખ્યાતિ દોલતમાં ભારી,
મદદગાર ચઢતીના, સમયના જે અનુસારી;[3]
સંતતિની[4] કેળવણી થકી, નવરા નથી જરા જેઓ,
બેફિકરા નથી સ્વજાતિનું, બળ વધારવામાં તેઓ. ૧૩૩
દુકાન છે તેમની, બજાર તેઓનું જાણો,
તેમનોજ વ્યાપાર, તેમ વ્યવહાર પ્રમાણો;

---

૧ કોઈ. ૨ આરામ લેવામાં. ૩ અનુસરનારા. ૪ છોકરાંછૈયાં.

મસરૂ છે પૃથ્વીપર, તેમનો બહુ વ્યાપાર,
કરે કામ તેમનાં, હજારો જન કૈં ઠાર.
તેમના ઉપર કામગ્રોનો, જુવો હવે આધાર છે.
તેમનીજ ઑફીસો અને, તેઓજ દફતરદાર છે. ૧૩૪
દરેક દરબારમાં, તેઓ છે આબરૂદાર,
હરેક સરકારમાં, તેઓ મોટા આવાર;
લક્ષણ કે ચાલમાં, નથી તે બેઇતબાર,
વાતચીત કરણીમાં, નથી બદનામ લગાર;
ઇનકાર નથી કદિ તેમને, હુન્નર કે ધંધાથકી,
કરતાં પરિશ્રમ કે વૈતરૂં, ગણે કલંક ન તે નકી. ૧૩૫
પડે કદી જો તેઓ, પડીને જાગૃત થાય,
માર પડે જો કદી, બચીને નિકળી જાય;
હરેક સાંચા વિષે, ઢળાતાં નહિ કશી વાર,
ફરે રંગ તો બદલાતાં નહિં ઢીલ લગાર;
માગણી સમયની મન વિષે, સમજી લે જલદી જેઓ,
ઓળખે વિચક્ષણતા[1] થકી, કટાક્ષ[2] કાળતણા તેઓ. ૧૩૬
ઊંચી છે એટલી, પરંતુ નજર અમારી,
ચઢતી પડતી દશા, દેખિયે એકજ ધારી;
અમને હમણાં લગી, ખબર પણ લેશ કહીં છે,
કે ઉન્નતિ[3] ગુડદાલા, કૂતરી કોણ અહીં છે,
જે તરફ આંખ ઊંચી કરી, અમે દ્રષ્ટિયે દેખિયે,
તે ઠામ જમાનો અમથકી, ઘણો ઉતરતો પેખિયે. ૧૩૭

---

૧ ડહાપણ. ૨ આંખનો અણુસારો. ૩ ચઢતીકળા.

સદા જમાના તણી, ઇશારત એમ જણાય,
કે અનુસરતાં મને, નિભાવ અહોનિશ થાય;
મળતા મુજને થવા, પેરવી ન કરે મારી,
તો અંતે હું દૂર, ખસું તેનાથી હારી;
નહિં સદાય એક દિશા તરફ, જતી નાવ દેખાય છે,
માટે ચાલો તેણી તરફ, પવન જેમનો વાય છે. ૧૩૮
રૂતુ પાનખર તણો, વાયરો વાઈ રહ્યો છે,
બુલબુલનો બાગમાં, સાદ બદલાઈ ગયો છે;
ઘણા દિવસથી દૃષ્ટિ, માળીની ફરી જણાયે.
શોભા કુંજનોં[1] હવે, કોઇ ઘડીમાં ગુમ થાયે;
સ્વપ્ના વિપત્તિનાં[2] દાહિયે, પડી રહ્યાં છે જે અહીં,
જોતાં પ્રભાત મહા કષ્ટનો, હવે આવવાનો સહી. ૧૩૯
દરિદ્રતા સર્વદા, પાપનું મૂળ મનાય,
રહે પ્રમાણિકપણું,[3] સ્થીર જેથી ન કદાય;
"વસૂ[4] વિના નર પશૂ", સમાન સદાય ગણાય,
અપવાસી કે ભક્ત, જનો જેથી ડગી જાય;
તે ઇસ્લામીયો શિરે જુવો, છવાઈ રહિ એવી અહીં,
કે જાણે ઇસ્લામી તણી, એજ નિશાની છે સહી. ૧૪૦
શીખવે તે યુક્તિયો, ઘણીક દગો કરવાની,
લ્હે મનમાં જૂઠની, લગાડે તે મનમાની;
બદદ્યાનતના વિવિધ,[5] પ્રકાર અનેક સુઝાડે,
જૂદા જૂદા પ્રપંચ,[6] ખુશામદના દેખાડે;

---

૧ બગીચો. ૨ દુઃખ. ૩ ચોખ્ખી દાનત. ૪ પૈસો. ૫ તરેહતરેહના.
૬ કપટ.

આ મંત્ર આમ અજમાવતાં, અર્થ[1] ન જો તેનો સરે,
તો ભીખ માગનારા પછી, બનાવીં દે તે આખરે. ૧૪૧

અહીં અમારા વિના, પ્રજાઓ છે જે હાલ,
તેમાં સુખી સહસ્ર,[2] દીસે તો બે કંગાલ;
અમો વિષે લાખમાં, દીસે છે બે ધનવાન,
અર્ધદગ્ધ[3] સો અને, બીજા ભિક્ષુક[4] સમાન;
જો જરા શરમને સોંપીએ, કામ કદી તો જાણીએ,
ડૂબ્યા કેવા દુઃખમાં છીએ, તે મન વિષે પિછાણીએ. ૧૪૨

---

## ૩ ખાનદાની ઇસ્લામી લોકોનું વર્તન અને તેમની અવદશા.

---

કાળચક્રથી થયાં, ઊંચાં કુળ જે ધુળધાણી,
નિજ બાહુબળથી ન, કરે જે ખુદ કમાણી;
તે સૌએ મન વિષે, ઠરાવ કર્યો છે આમ,
કે જીવતર માગીને, પૂરૂં કરવું આ ઠામ;
તેથી તપાસ કરતાં મળે, કદરદાન જે ગામમાં,
માગતા અને ખાતા તેઓ, જઈ પહોંચે તે ઠામમાં. ૧૪૩

નવીન દુખિયાતણા, ઢંગ એવા દેખાય,
જે થોડા કાળથી, આફતોમાં પીડાય;

---

૧ કામ. ૨ હજાર. ૩ અર્ધા બળેલા. ૪ ભિખારી.

છે દુનિયા તેમના, વિષે હજી વાકિફગાર,
કે તે કોના પુત્ર, પૌત્ર કે છે વિસ્તાર;
તેમને દેશ પરદેશમાં, સર્વ પિછાણે છે સહી,
જાણીતું છે કુળ જેમના, માતપિતા કેરૂં અહીં. ૧૪૪
પણ પામ્યા છે નાશ, જેમના નામ નિશાની,
થઇ છે વાતો હવે, જેમની છેક પુરાની;
કહાણી કિસ્સા વિષે, વાત જેની વંચાય,
વંશજથી એમના, હવે સૌ સંકોચાય;
તેમની કદરદાની કશી, રહી નથી આ ઠામમાં,
આપે ન કોઈ પણ તેમને, ભિક્ષા લોકો ગામમાં. ૧૪૫
ઘણાક મિજલસ તણી, સદા ચલમો ભરનારા,
ગાંસડિયો ઘાસની, ઘણાક લઈ ફરનારા;
ઘણાક ઘેરે ઘેર, ભીખ માગી ખાનારા,
કૈં જન કરી લાંઘણો, મરણને શરણ થનારા;
જો પૂછો કે કઇ ખાણનાં, રત્નો આ રખડે અહીં,
તો નીકળશે શાહો[1]તણા, વંશજ કૈં તેમાં સહી. ૧૪૬
એમનાજ પૂર્વજો, હતા મહા સત્તાધારી,
કરતા વૃદ્ધ જુવાન, જેમની તાબેદારી;
હતા એજ વિશ્રામ[2]–ઠામ દુર્બળ દુખિયાના,
થતા રજુ જ્યાં ઈસ્ફહાન[3] દૈલમના[4] દાના;

---

૧ પાદશાહ. ૨ આરામ લેવાની જગ્યા. ૩ ઈરાનની આગલી રાજધાનીનું શહેર. ૪ એ ઇરાનની સીમા ઉપર કાસ્પિયન સમુદ્રની દક્ષિણે જાહોજલાલીવાળું એક ઇસ્લામી રાજ્ય હતું.

કરતા રખવાળી દેશની, એજ ધૈર્યતાથી છતા,
એમનાજ ભવ્ય ભવન[1] વિષે, વીર[2] પુરુષ નિપજ્યા હતા. ૧૪૭

હે ઇસ્લામી કોમ ! લાજ લાગે આ ભારે,
કે શાહોનો વંશ, ભીખ માગે સૌ દ્વારે;
જોઇએ જે દૃષ્ટિયે, દરિદ્રી તે દેખાય,
જે સુણિયે કાનથી, ગરીબીમાં રીબાય;
યોગ્યતા તેમનામાં નથી, કોઇ કામ ધંધા વિષે,
કદી હોય લાયકી કાંઈ તો, માગી ખાવાની દીસે. ૧૪૮

સંકટ કે વૈતરૂં, કલંક રૂપે જે જાણે,
અપકીર્તિ[3] રૂપ હુનર, કળા ધંધો મન આણે;
ખેતી ને વ્યાપાર, કઠણુ સમજે જે હાલ,
માને મનમાં ફિરંગીનો પૈસો મુડદાલ;
તે કોમ ચહે સુખ શરીરના, વળી આબરૂ અંતરે,
ડૂબી ન હશે કદિ કાલ તો, આજે તે ડૂબશે ખરે. ૧૪૯

નોકરી જો હોય તો, પ્રતિષ્ઠા[4] વની પિછાણો,
કમાય કદિ રોટલો, ગેરઆબરૂનો જાણો;
સેવા મળી હોય તો, અધિક નિર્લજતા[5] તેમાં,
ભાગ્યોદયની[6] આશ, રખાય પછી શું એમાં;
થાય છે સોબતી જો તેઓ, કદી અમીરોના નકી,
તો તોબા કરનારા દીસે, બચવા અપરાધો થકી. ૧૫૦

---

૧ દબદબા ભરેલો મહેલ. ૨ બહાદુર પુરૂષ. ૩ નામોશી. ૪ આબરૂ. ૫ ગેરઆબરૂ. ૬ નશીબ ઉઘડવું તે.

સોબતમાં તેમની, રહી ગાય ને વગાડે,
ક્યાંહિ મશ્કરા બની, હશીને ખૂબ હસાડે;
ચેષ્ટાથી[1] રીઝવી, ક્યાંહિ મેળવે ઇનામ,
ગાળ ખાય કરી ક્યાંહિ, અટકચાળાનાં કામ;
એવાં કામો જન અવર પણ, અનેક સ્થાન વિષે કરે,
પણ બને ન તે બીજા થકી, આ લોકો જેવાં ખરે. ૧૫૧

## ૪ ઇસ્લામી અમીરોનું મોજમજામાં પડવું.

સ્થિતિ અમીરો તણી, દેખીએ જો દિનનિશે,
ભિન્ન તેમના સ્વભાવ ને બંધારણ દીસે;
અયોગ્યને તે યોગ્ય, સદા મનમાં માને છે,
અયોગ્ય કર્મો વિષે, જન્મ સાર્થક[2] જાણે છે;
તેમનાથીજ ખ્યાતિ ઘણી, ધર્મશાસ્ત્રની છે થઈ!
ઇસ્લામ કરે છે ગર્વ બહુ, જુઓ તેમનાથી અહીં! ૧૫૨
છે મંડળી તેમનાં, વચન ઉપર કુર્બાન,
સૌ તેને વાજબી, ઘટિત કહી આપે માન;
ભૂલ તેમની વાત, વિષે દેખે ન હમેશ,
કોઈ કામ તેમનું, ગણે અઘટીત ન લેશ;
કહીં શકે કોણ તે મુખથકી, છે જેવા તે તેમને,
દીધા બનાવી ગર્વિષ્ટ[3] બહુ, સોબતીયોએ જેમને. ૧૫૩

૧ મશ્કરી. ૨ જન્મ લીધાનું સારૂં ફળ મેળવવું તે. ૩ અહંકારી.

દુનિયાને ધર્મનું, મૂળ દોલત દેખાય,
જોતાં ભાયું તેજ, સ્વર્ગનું પણ સમજાય;
જેને પ્રભુથી નમી, સુલેમાને હતી ચાહી,
કસરાની[1] નામના, જેથી જગમાં ફેલાઈ;
જાણીતું નામ થયું બધે, હાતમનું[2] જેથી અહીં,
હજરત યૂસફ[3] બંધુ વિષે, પૂજ્ય[4] બન્યા તેથી સહી. ૧૫૪

---

૧ ઇરાનનો બાદશાહ નૌશેરવાં આદિલ. ૨ અર્બસ્તાનમાં એક ઘણોજ નામાન્કિત ઉદાર દીલનો પરોપકારી મહાપુરૂષ થઇ ગયો. ૩ ઇબ્રાહિમ પેગમ્બરના પૌત્ર યાકૂબ પેગમ્બરના એ દીકરા હતા. બાર ભાઈઓમાં એ સૌથી નાના અને ઘણાજ ખુબસુરત હતા. તેને લીધે પિતાની પ્રીતિ એમના ઉપર સૌથી વધારે હતી. તેથી એમના ઓરમાન ભાઈઓ એમના ઉપર ઘણી ઇર્ષા રાખવા લાગ્યા. એક દહાડો લાગ જોઇને પિતાને છેતરીને તેઓ હઝરત યૂસફને બાલ્યાઅવસ્થામાંજ જંગલ- માં લઈ ગયા અને મારી નાંખવાના ઇરાદાથી તેમને એક કુવામાં નાખી દીધા. ત્યાંથી આવીને પિતાને જણાવ્યું કે યૂસફને તો વરૂએ મારી ખાધા. તેથી પુત્ર- વિયોગના દુઃખથી હઝરત યાકૂબ રડી રડીને આંધળા થયા. પરંતુ કૂવેથી હઝરત યૂસફના ભાઇઓના ગયા પછી તરતજ પાણી ભરવાને માટે એક વણઝારો આવ્યો તેણે હઝરત યૂસફને કૂવામાંથી કાઢીને મિસરમાં લઇ જઇ વેચી દીધા હતા. ને ત્યાં ઘણાં સંકટો વેઠયા પછી અંતે તેઓ મિ- સરના હાકેમ થયા હતા. ત્યાર પછી ઘણે વર્ષે સીરિયા ને આજુબાજુના મુલકમાં ભારે દુકાળ પડવાથી એમના ભાઈ મિસરના હાકેમની મદદ મેળવવા ગયા. તો ત્યાંના હાકેમ હઝરત યૂસફ હતા. પ્રથમ હઝરત યૂસફે ને અંતે ભા- ઈઓએ એક બીજાને ઓળખ્યા. તેથી તેમના ભાઈઓ ભયભીત થઈ ગ- ભરાવા લાગ્યા. પરંતુ હઝરત યૂસફે મોટા મનથી તેમનો ભારે અપરાધ માફ કર્યો, અને બંધુભાવથી તેમની એવી તો બરદાશ કરી કે તેઓ હઝરત યૂસફ પેગમ્બરને અંતઃકરણથી પૂજ્ય ગણવા લાગ્યા. ૪ પૂજવા લાયક.

છે આ તેને મળી, અમીરોથી મોટાઈ,
કે તે દુર્ભાગ્યનું,[1] મૂળ કે છે સમજાઈ;
કે ગફલત અજ્ઞાન તણી તે પૂંજી મનાય,
કે મદિરાની[2] કેફ, વડાઈ ગર્વ ગણાય;
અમૃત સમાન દુનિયા વિષે, જે સર્વદા ગણાય છે,
તે આ લોકો માટે જુઓ, ઝેરી હવા જણાય છે. ૧૫૫
વદન[3] એક મેરથી, દોલતે જ્યાં દર્શાવ્યું,
કે સાથે દારિદ્ર[4], બીજી બાજુથી આવ્યું;
પડછાયો જે સદન, ઉપર દોલતનો આવ્યો,
કે ત્યાંથી વૃદ્ધિએ, તરત અધિકાર ઉઠાવ્યો;
જાણે નાણું અહિં કોઇને, માફક નથી પ્રમાણજો,
જયમ કીડીને પાંખો નથી, હિતકારી ઉર આણજો. ૧૫૬
જે ટેવો સર્વમાં, હમેશ કલંક મનાય,
છે જેનો સંબંધ પશુની સાથ સદાય;
લુચ્ચા જે આદતો, છુપાવે છે સૌ ઠામ,
નીચ લોક પણ કદી, નથી કરતા જે કામ;
માતાના દૂધ સમાન તે, છે ધનવાનોને અહીં,
પ્રભુ કે પેગમ્બરની જરા, બીક તેમને છે નહિં. ૧૫૭
લાગ્યું જો તેમનું, કદી મન મોજમઝામાં,
તો તેમાં ધન માલ, ઉડાવે નિત્ય નકામાં;
મીઠો સ્વાદ જો કદી, તેમને પ્રેમ ચખાડે,
તો દોલતને પૂરેપૂરો રસ્તો દેખાડે;

---

૧ કમનશીબ. ૨ દારૂ. ૩ મોઢું. ૪ ગરીબાઈ.

માગવા અને ખાવા પછી, લાગે તે આખર સહી,
એમજ વિનાશ પામી ગયાં, અનેક ઊંચ કુળો અહિં. ૧૫૮
નિજના આરંભનો, તેમને છે ન વિચાર,
કે ન દીસે અંતરે, અંતની ફિકર લગાર;
સંતતિની કેળવણી તણી ચિન્તા ન જરાય,
કોમની અપકીર્તિની, કદી લાગણી ન થાય;
દુનિયા ઉપર કે ધર્મપર, નથી કશો હક એમનો,
જગદીશ્વર આગળ વિચરતાં, થશે હાલ શો તેમનો. ૧૫૯
કોઈ પ્રજા દુર્દશા, વિષે આવે છે જ્યારે,
શ્રીમંતોનું પ્રથમ, સ્વરૂપ[1] ફરે છે ત્યારે;
રહે તેમનામાં ન, કુશળતા[2] કે ગુણ સારા,
સદ્બુદ્ધિ સદ્ધર્મ, ગણે ત્યાંથી પોબારા;
દરકાર માન અપમાનની, નહીં તેમના મન વિષે,
પરવા ન સ્વર્ગ કે નર્કની, બીજી દુનિયામાં દીસે. ૧૬૦
જુલમો સહેનારના, રૂદન[3]ની બીક ન રાખે,
કંગાલોની સ્થિતિ, જોઇને દયા ન દાખે;[4]
દિલે સદા લાલચો, કામનાઓનું[5] ધ્યાન,
ભભકાને મોજમાં, રહે પ્રતિદિન ગુલતાન;
ગફલતની ભરનિદ્રા વિષે, કશું ન બીજું જ્ઞાન છે,
ખુદને પણ ભૂલી જાય છે, છેવટ લગી ન ભાન છે. ૧૬૧
છે દુનિયા હેરાન, દુકાળ થકી જો આજે,
તો ન ફિકર કેમકે, ભર્યું નિજ ઘર સુખસાજે;

---

૧ આકાર. ૨ હોંશીઆરી. ૩ રડવું. ૪ બતાવે. ૫ મનની ઇચ્છા.

ઉમ્મતના[1] બાગમાં, પાનખર ૠતુ દીસે છે,
તો ખુશ છે કે પુષ્પ,[2]–વૃષ્ટિ નિજ બાગ વિષે છે;
હક છે ન તેમનાપર કશો, મનુષ્ય જાતિનો સહી,
જન જાતિથી છે તેમનો, એક ભાગ જૂદો અહિં. ૧૬૨

કયાં તે લોકો માન, રહિત અને ધનવંત,
ખાનપાનમાં સદા, રહે છે જે નિશ્ચિંત;
મુલ્યવાન પોષાક, શરીરે સજે હમેશ,
સદન જેમના સ્વર્ગ, વાડીથી વિમળ[3] વિશેષ;
નહિ સ્વારી વિના તેઓ કદી, ડગલું એક ભરે અહીં,
વળી ગાનતાન વણ તેમને, ચાલે એક ઘડી નહીં. ૧૬૩

સેવામાં તેમની, રહે કૈં જન તૈયાર,
રાખે છે તાયફો,[4] નિજ સોબત મોઝાર;
મિજાજમાં જેમના, અતિ સુઘડાઈ દીસે છે,
નાજુકાઈ જેમના, સુકોમળ અંગ વિષે છે;
બહુ કસ્તુરી વપરાય છે, ઔષધ તણા વિપાકમાં,[5]
શેરોને લેખે ચોપડે, અત્તર નિજ પોષાકમાં. ૧૬૪

થાય કેમ તેમના, સ્વજાતિલા, લાચાર,
ચેન જેમને છે ન, જમાનાથી પળવાર;
સ્વારી માટે અશ્વ, ન સેવામાં નોકર છે,
સુવા બિછાનું કે ન, કોઈ રહેવાને ઘર છે;

---

૧ એક પેગમ્બરને માનનારાઓનું ટોળું–મુસલમાનોની કોમ. ૨ ફૂલનો વરસાદ. ૩ સ્વચ્છ. ૪ નાચનારી ગુણકાઓની ટોળી. ૫ બનાવટ.

રોટલો ન ખાવાને દીસે, કે ન પહેરવા ચીર[1] છે,
તદબીર[2] હોય ઉલટી સદા, તો ખોટી તકદીર[3] છે. ૧૬૫

## ૫ માણસ માત્ર ઉપર પ્રીતિ રાખવા વિષે કુરાને શરીફના બોધ તરફ દુર્લક્ષ[4].

સર્વોત્તમ વાણીનો, પાઠ આ પ્રથમ પિછાણો,
કે "પ્રભુતણું કુટુંબ, સર્વ જન જાતિ જાણો;
છે જગદીશ્વર તણો, તેજ દુનિયામાં પ્યારો,
કે પ્રાણી માત્રથી, સ્નેહ રાખે જે સારો;
શ્રદ્ધા,[5] ભક્તિ કે ધર્મ સૌ, માનો એને સર્વદા,
માણસ માણસના કામમાં, દુનિયામાં આવે સદા". ૧૬૬

## ૬ હાલના મુસલમાનોની નીતિ રીતિની સાથે યૂરોપિયનોની નીતિ રીતિની સરખામણી.

વર્તન હતું જેમનું, પુષ્પ આ વચન પ્રમાણે,
તે સર્વે છે ઊંચી, અવસ્થામાં આ ટાણે;
પામ્યા છે શ્રેષ્ટતા, સર્વપર તે આવાર,
માણસાઈનો દીસે, તેમના પર આધાર;

૧ લુગડું. ૨ યુક્તિ. ૩ નશીબ. ૪ બેપરવાઈ. ૫ વિશ્વાસ.

ધર્મશાસ્ત્રના અજ્ઞાનથી, જે કરાર તોડયા અમે,
પશ્ચિમના લોકે અમલમાં, આણ્યા તે સૌ આ સમે. ૧૬૭

ઇસ્લામી જેમને, માર્ગ ભૂલેલા જાણે,
ઉમેદ નથી મુક્તિની,[1] જેમને એમ પ્રમાણે;
જે ન સ્વર્ગના સુખો, માણવાના અધિકારી,
ભાગ્યમાં ન જેમના, અપ્સરાઓ[2] ખુશકારી;
મૃત્યુ પામ્યા પછી જેમનો, સદાય નર્કનિવાસ છે,
ખોરાક થોરનો ને પિવા, ઊનું પાણી ખાસ છે. ૧૬૮

છે તે નિજ દેશ ને, ધર્મ ઉપર કુર્બાન,
પાડે પૂરી હાજતો, પરસ્પરની ધરી ધ્યાન;
તેમાં જે શ્રીમંત, જનો ને છે વિદ્વાન,
તે સૌ જનનું ચહે, સદા કલ્યાણ સમાન;
આ કીર્તિચંદ્ર જાણે હતો, અમારોજ હિસ્સો સદા,
હતી નિશાની ઇસ્લામી તણી, સ્વદેશપ્રીતિ સર્વદા. ૧૬૯

ધનવાનોની લક્ષ્મી, ગરીબો કેરી હામ,
લેખકોતણા લેખ, જ્ઞાનીના તર્ક તમામ;
[3]વક્તાનાં ભાષણો, શૂરવીરોનું શૂર,
[4]યોદ્ધાઓનાં શસ્ત્ર, શાહનું બળ ભરપૂર;
આશાઓ અનેક મનતણી, ઉમંગ અતિ ઉભરાય છે,
તે સ્વદેશી અને સ્વદેશપર, ત્યાં કુર્બાન જણાય છે. ૧૭૦

---

૧ મોક્ષ-નજાત. ૨ સ્વર્ગમાંની પરીઓ. ૩ અસરકારક બોલનાર.
૪ લડવૈયા.

ચઢતી જે તેમની, તમે ખુલ્લી દેખો છો,
પૃથ્વીપર જેમને, વિજયવંતા[1] પેખો છો;
દુનિયા છે તેમની, બધી આજ્ઞાન્કિત[2] જાણે,
ચઢિયાતા જે દીસે, ગગનથી પણ આ ટાણે;
આ ફળ ખચીત કરી તેમનાં, પુરૂષાર્થના[3] પિછાણજો,
નિજ દેશદાઝનાં સર્વ એ, પરિણામો ઉર આણજો. ૧૭૧

## ૭ ધનવાન મુસલમાનો હાલમાં કેવી રીતનું પુન્ય દાન કરે છે.

જે ધનવાનો અમો, વિષે છે હિમ્મતવાન,
સર્વમાન્ય[4] જેમની, સખાવત છે આ સ્થાન;
છે શ્રદ્ધા તેમની, જેમના ઉપર ભારે,
દાન ધર્મ તે કરે, ભાવથી ત્યાં આવારે;
આળસમાં કાળ ગુમાવો જે, મોજ ભોગવે સર્વદા,
નોકરો તેમના તંર્ગોમાં, વેઠે ઝાઝી આપદા. ૧૭૨
જો ચાલે બોધકો, તણા ઉપદેશ પ્રમાણે,
તો વસુ ખરચ્યા વિના, મોક્ષની ઉમેદ આણે;
હોય ટેવ અપવાસ, અને ભક્તિની હમેશ,
તો ન કયામત તણી અંતરે બીક વિશેષ;
જો બનાવી દીધું નગરમાં, ભક્તિસ્થાન કોઈ કદા,
તો જમાવી દીધો સ્વર્ગમાં, પોતાનો પાયો સદા. ૧૭૩

---

૧ ફતેહમંદ. ૨ હુકમમાં રહેનાર. ૩ બહાદુરી. ૪ સર્વ લોકોએ કબુલ કરેલી.

મકાન એવું બાંધવાનો છે ઉમેદ એની,
કે ન જડે શોધતાં, જોડ નગરીમાં જેની;
લક્ષ્મી વડીલો તણી, તમાશામાં ઊડાવે,
ભભકો દેખાડવા, પ્રભૂનું ધન લૂટાવે;
એમજ છઠ્ઠી ને લગ્નમાં, ધન લાખોનું વાવરે,
એ છે ઉમંગ સૌ એમનો, એજ ખુશી છે અંતરે. ૧૭૪

પણ મહેલ સદ્ધર્મ, તણો જે જીર્ણ[1] જણાય,
જેના બહુ કાળથી, હાલતા સ્તંભ[2] કળાય;
કોઈ દિવસનો દીસે, પડ્યો જે આ ઠામ,
શોધ્યું જડશે નહિ, પછી જેનું અહિં નામ;
તે પરથી સૌ ઈસ્લામીએ, ધ્યાન ઉઠાવેલું દીસે,
તે મકાનનો ઈશ્વર હવે, રક્ષક છે દુનિયા વિષે. ૧૭૫

દરગાહો[3] સૌ આજ, પડેલી છે વેરાન,
સાધુ ને શાહની, ઉમેદોના જે સ્થાન;
ખુલતા જ્યાં અધ્યાત્મ[4]–જ્ઞાનના ભેદ વિશેષ,
ખેંચાતી જ્યાં દૃષ્ટિ, ફિરસ્તાઓની[5] હમેશ;
પ્રભુના તે આકર્ષણ તણા, ફંદા આજ ગયા કહીં,
ઇશ્વરના સર્વ પવિત્ર તે, બંદા ગૂમ થયા કહીં. ૧૭૬

---

૧ જુનો થઈ ગયેલો. ૨ થાંભલા. ૩ પીરના રોજા–સ્થાનકો. ૪ પરમેશ્વરને ખોળવાનું જ્ઞાન. ૫ દેવદૂત.

## ૮ તેમનાં ધર્મશિક્ષણનાં અસલનાં સાધનોની સાથે હાલનાં સાધનોની સરખામણી.

ધર્મશાસ્ત્રમાં નિપૂણ, નર તે કયાં છે આજે,
પરીક્ષકો ધર્મની, વારતાના કયાં રાજે;
મૂળ જાણનાર કયાં, દીસે કયાં વાદવિવાદી,
કયાં હદીસ[1] કથનાર, ભાષ્યકારો કયાં આદી;
જે સભા હતી કાલે જુઓ, પ્રકાશમાન ખરેખરી,
ત્યાં ઝાંખો પણ દીપક હવે, નજર નથી પડતો જરી. ૧૭૭

શાળાઓ કયાં દીસે, ધર્મશિક્ષણની આજે,
વિદ્યાની ચોકશી, તણા કયાં સ્થાન વિરાજે;
ધર્મશાસ્ત્રના સ્તંભ, હવે કયાં તે સંગીન,
કયાં છે તે વારસો, નબી સાહિબના લીન;[2]
ઉમ્મતનો કોઇ દીસે નહિ, મદદગાર રક્ષક હવે,
કાજી[3] મુફતી[4] પંડિત કે, સૂફી[5] કોઈ આ ભવે. ૧૭૮

ધર્મપુસ્તકો તણા, દફતરો કયાં તે આજે,
કયાં પ્રભુના જ્ઞાનનું, મનન કરનારા રાજે;

---

૧ પેગમ્બર સાહેબનાં વચન. ૨ ગર્ક થયેલા. ૩ ઇસ્લામી રાજ્યમાં એ નામના ન્યાયાધિશો હતા. ૪ મુસલમાની રાજ્યમાં ધર્મશાસ્ત્રના સત્તાવાર અભિપ્રાયો લખી આપનાર અધિકારીઓ. ૫ સંત પુરૂષ. તેઓ અધ્યાત્મવિદ્યા અને યોગમાર્ગમાં ઘણા પ્રવિણ હોઈ તે પ્રમાણે ક્રિયા કરી જાણે છે.

ચાલી તે મંડળી, વિષે આંધી દુખદાઈ,
કે પ્રભુના તેજની, મશાલો ગઈ ઓલાઈ;
નજરે પડે ન સાહિત્ય કૈં, મિજલસમાં જો દેખિયે,
સાકી[1] શિરાઇ ગાનાર કે, તંબૂરો નહિ પેખિયે. ૧૭૯

## ( વિદ્વાનો. )

કરવો તે વાદ કે, થાય ખાટું મન જેથી,
લખાણુ એવું કરે, કાળજું ફાટે તેથી;
હલકા ગણવા ગુનેહગાર બંદાને ચિત્તે,
ઇસ્લામી બંધુને, અધર્મી કહેવા નિત્યે;
રીતિ એવી ઇસ્લામના, વિદ્વાનોમાં છે અહિં,
આગેવાનોમાં પણ દીસે, જોતાં એવી ઢબ સહી. ૧૮૦
પ્રશ્ન પૂછવા જાય, તેમને કોઇ જ્યારે,
તો બોજો પીઠપર, લઈને આવે ભારે;
શંકા દુર્ભાગ્યથી, કદી તેમાં તે આણે,
તો ખિતાબ નારકી[2] તણો પામે તે ટાણે;
નિકળે બુરાઈની વાત જો, મુખમાંથી તેના કદા,
તો મુશ્કિલ છે પછી આવવું, ક્ષેમ કુશળ ત્યાંથી સદા. ૧૮૧
નસો કદી કંઠની, ક્રોધ આણી ફૂલાવે,
કદી ફીણપર ફીણ, તેમને મોઢે આવે;

---

૧ મિજલસમાં દારૂ પાનાર. ૨ નરકમાં જનારા.

કદી સુવ્વર કે શ્વાન, કહે છે મુખથી તેને,
કદી લાકડી મારવા, ઉગામે છે જે એને;
કે નજર ન લાગે, ધર્મના, સ્તંભ આ સમે છે તેઓ,
નર્મીના સુંદર [1]સૌજન્યનો, અરે ! નમૂનો છે જેઓ. ૧૮૨

જો ચાહે ખુશી થવા, તેમનાથી મળી કોય,
તો એ છે શરત કે, મનુષ તે મુસ્લિમ[2] હોય;
ચિહ્ન કપાળે હોય, દંડવતનું દેખાતું,
ન્યુન[3] ધર્મશાસ્ત્રથી, ન વર્તન હોય જણાતું;
દાઢી ચઢેલી કે હોઠપર, હોય ન મૂછ મનોહરા,[4]
હદથી જાદે સુરવાળ પણ, હોય ન પહેરેલી જરા. ૧૮૩

શ્રદ્ધામાં વળી હોય, તેમનો મતાનુસારી[5],
શાખા કે મૂળમાં, હોય વાણી નહિ ન્યારી;
[6]પ્રતિસ્પર્ધી શું[7] હોય, પૂરો જે શંકાશીળ,[8]
યજમાનોના યશોગાનમાં[9] જે શામીલ;
એમાં જો ખામી હોય તો, ધર્મભ્રષ્ટ તે છે સદા,
બુજર્ગો[10] સંગ એવા જનો, મળવા યોગ્ય નથી કદા. ૧૮૪

દિલ પ્રસંદ તે હતી, ધર્મ આજ્ઞાઓ ભારી,
મોહિત જેપર હતા, ખ્રિસ્તિ, યાહૂદી જારી;

---

૧ માણસાઈના ઉત્તમ ગુણો. ૨ મુસલમાન ૩ કમી. ૪ મનને ખેંચે એવી. ૫ તેમના મત પ્રમાણે ચાલનારો. ૬ સામાવાળિયો. ૭ સાથે. ૮ સંદેહ રાખનાર. ૯ જશ ગાનાર. ૧૦ ધાર્મિક પુરૂષો.

તેની નરમાશનું, સાક્ષી છે કુરાન[1] આખું;
ખુદ નબીએ શ્રીમુખે, "ધર્મ સડેલો છે" ભાખ્યું;
પણ તે હુકમો એવા કઠણ, બનાવી દીધા છે અહીં,
કે બોજો લાગ્યા સમજવા, ઇસ્લામી તેને સહી. ૧૮૫

શિક્ષા કહી તેમને, દીધી નહિ સદ્વર્ત્તનની,
કિંચિત[2] કહી ભાવથી, કરી નહિ શુદ્ધિ[3] મનની;
વધારી હદે એટલી, ઉપરના હુકમો કેરી,
કે જનને જે જાળ, સદા રાખે છે ઘેરી;
જે ધર્મ હતો નિર્મળ ઝરો, ઉત્તમ વર્તનનો સહી,
ધોવાય ન મુખ એવું કર્યું, જળ જેનું જોતાં અહીં. ૧૮૬

મૂર્તિપૂજા કરે, બીજા જન તો તે કાફર,[4]
માને જો પ્રભુતણો, કદી તન[5] તો તે કાફર;
નિજ કિબલો[6] અગ્નિને, ગણે મન તો તે કાફર,
ચમત્કાર ગ્રહતણા, ગણે જન તો તે કાફર;
પણ માર્ગ મોકળો છે જુઓ, ઇસ્લામી જનને અહીં,
આહે તેની પૂજા કરે, તેમાં બાધ કશો નહીં. ૧૮૭

પેગમ્બરને પ્રભુ, બનાવી દે જો ધારે,
પદ પેગમ્બરથકી, ઇમામોતણું[7] વધારે;

---

૧ કુરાનશરીફ-એ ઇસ્લામી ધર્મનું મૂળ પુસ્તક અરબી ભાષામાં છે એને મુસલમાનો ઇશ્વરવાણી માને છે. ૨ લગાર. ૩ સ્વચ્છતા. ૪ અધર્મી. ૫ છોકરો. ૬ જે તરફ મોઢું રાખીને ઇશ્વરભક્તિ કરવામાં આવે છે તે. ૭ કોઇ પણ ધર્મજ્ઞાનમાં જે પ્રમાણ પુરૂષો મનાયલા છે તે.

બાધાઓ પ્રતિદિન, ચઢાવે કબરો આગે,
શહીદમર્દો[1] કને, જઈ આશિષો માગે;
એથી ન બાધ આવે કશો, ઈશ્વરના એકત્વમાં,[2]
ના ફેર પડે ઇમાન કે, ઇસ્લામના મહત્વમાં.[3] ૧૮૮
ઈશ્વરનુ એકત્વ, બધે ફેલાયું જેથી.
સત્ય પ્રકાશિત થયું, વસુધા ઉપર એથી;
જેથી કોઇ ભાગિયો, પછી પ્રભુનો ન મનાયો,
તેજ ધર્મ હિંદમાં, પ્રવેશ[4] કરી બદલાયો;
જેના ઉપર ઇસ્લામ બહુ, લાડ સદા કરતો ખરે,
તે દોલત પણ ઇસ્લામીયો, ગુમાવી બેઠા આખરે. ૧૮૯
રિપુ[5] છે ધર્માન્ધતા, સર્વ જનની વસુધામાં,
જેણે ઉજડ કર્યા, સેંકડો ઘર જોતામાં;
મિજલસ નમરૂદની,[6] જેથી પામી દુખ પળમાં,
જેણે ફિરઓનને,[7] ડૂબાડ્યો ઊંડા જળમાં;
ખોવાયો જેના જોશમાં, અબૂલહેબ[8] જાતે સહી,
જેથી વહાણ ડૂબ્યું જુઓ, અબૂજેહેલ[9] કેરૂં અહીં. ૧૯૦

---

૧ ધર્મના કાર્યને માટે જે પોતાનો જીવ આપે છે એવા પુરૂષો. ૨ એકપણું. ૩ મોટાઇ ૪ દાખલ થઇને. ૫ દુશ્મન. ૬ સોરિયામાં હઝરત ઈબ્રાહીમ પેગમ્બરના વખતમાં એક બાદશાહ હતો. જે પોતાને ઈશ્વર કહેવરાવતો. ૭ હઝરત મુસા પેગમ્બરના વખતમાં મિસરમાં એ એક બાદશાહ હતો, એ પણ પોતાને ઈશ્વર મનાવતો. ૮ મુસલમાનોના પેગમ્બર સાહેબના એ કાકા હતા. એમણે ઇસ્લામ કબૂલ કર્યો નહોતો અને મરતા લગી પેગમ્બર સાહેબની સાથે તેમણે વેરભાવ રાખ્યો. ૯ એ કુરેશી લોકોમાં એક મોટો માણસ હતો. એણે પણ ઇસ્લામ કબૂલ ન કરતાં જીવતા લગી પેગમ્બરસાહેબની સાથે દુશ્મની રાખી હતી.

તે અદ્ભૂત[1] વેશમાં, પ્રકાશી રહી આ સ્થાન,
જેનું પડદા વિષે, છુપાયું છે નુકસાન;
જે પ્યાલામાં ઝેર, ભરેલું છે બિલકૂલ,
તે અમને અમૃત, સમું દેખાય અમૂલ;
ધર્માન્ધપણાને ધર્મનો, એક ભાગ મન જાણીએ,
નર્કને અમે દિલથી સદા, ઉત્તમ સ્વર્ગ પિછાણીએ. ૧૯૧

## ૧૦ મુસલમાનોના હાલના ઉપદેશકોનું વર્તન.

અમને ઉપદેશકે, બોધ આપ્યો છે આમ,
ધર્મતણાં કે હોય, કદી સંસારી કામ:
તેમાં શત્રુતણી, પેરવી છે નહિ સારી,
સદ્ધર્મની લાજની, નિશાની છે તે ભારી;
માનો ન વાત કોઈ તમે, તેની સારી સર્વદા,
દા'ડાને જો દા'ડો કહે, તો સમજો રાત્રી સદા. ૧૯૨
ખરા માર્ગપર તમે તેમનો ચરણ નિહાળો,
તો સીધા માર્ગથી, આડકતરાતા ચાલો;
તેમાં જે દુખ પડે, શિરે તે સહો અખંડે,
વાગે જે ઠોકરો, ખાઓ ખુશીથી તે પંડે,
જો નૌકા તેનું નીકળે, બચી વમળમાંથી કદા,
તો નાંખો દો નિજ નાવને, તમે વમળ મધ્યે સદા. ૧૯૩

---

૧ નાપાક જેવા

કરતાં એમ સ્વરૂપ, તમારૂં જો બદલાય,
પશુ જેવી આદતો, તમારી જો થઇ જાય;
સ્વભાવ જો ફરી જાય, કદાપી છેક તમારો,
હાલત બગડી જાય, તમારી એમ વિચારો;
તો સમજો કે જગદીશનું, એ પણ એક સ્વરૂપ છે,
શ્રદ્ધાના નૌતમ[1] નૂરનો, એ ચળકાટ અનૂપ છે. ૧૯૪

દીસે નહિં ઘાટમાં, તમો જેવા જન અન્ય,
શ્રેષ્ઠ તમારાથી, ન બીજાઓનું સૌજન્ય;
લ્હેજત નથી કોઇના, ભોજનોમાં તમ જેવી,
શોભા પોષાકની, બીજાઓની નહિં એવી;
સરસાઇ તમારી છે જુઓ, હરેક વિદ્યામાં છતી,
અજ્ઞાનપણામાં પણ સદા, મોહક ભાવ દીસે અતિ. ૧૯૫

બુરી ન સમજો તમે, કોઇ વસ્તુ પોતાની,
આપો સદા મહત્વ, નિજ વાતો ગણી દાની;
ઇસ્લામી ધર્મની, તમે પક્ષે છો જ્યારે,
દોષ રહિત હરેક, ગુનાહથકી છો ત્યારે;
નથી બુરાઇથી ઇસ્લામીને, હાની કરીએ જાણજો,
ભક્તિ ન બીજાની તેમના, ગુનાહ તુલ્ય પિછાણજો. ૧૯૬

જો દુશ્મનનું નામ, કોઇ કાળે કદી સ્મરીએ,
તો તેને અપમાન, કલંક રૂપે ઉચરીએ;

---

૧ નવા.

ભૂલથી પણ આપીએ, ન તેને સ્વરૂપ સારૂં,
ફળ તેનાં દેખશો, કયામતને દિન ચારૂ;
થાઓછો ગુનાહોથી પૂરા, પવિત્ર જાણે તે સમે,
ધિક્કાર શત્રુપર દ્વેષથી, નાંખો છો જયારે તમે. ૧૯૭

---

## ૧૧ તેમના ધર્મના જૂદા જૂદા પંથો અને તેમાં ચાલતો કલહ.

---

સુન્ની[1] ને જાફરી,[2] વિષે નહિં સ્નેહ લગારે,
હનફીથી[3] શાફઈ,[4] મળે નહિ કોઈ વારે;
વહાબીયોપર[5] સદા, સૂફીયોનો[6] ફિટકાર,
ગેરમુકલ્લીદ[7] કરે, મુકલ્લીદો[8] ધિક્કાર;
એકજ ઈસ્લામી લોકમાં, જંગ સદા એવો મચે,
કે જેથી ઈશ્વરી ધર્મપર, અહિં આખી દુનિયા હસે. ૧૯૮

જો તેમાં જન કોઇ, સુધારો કરવા ધારે,
તો તેને શેતાન, સમાન સદા ધિક્કારે;

---

૧ મુસલમાની ધર્મમાં એ એક પંથ છે. ૨ મુસલમાનોમાં જે શિયાપંથ કહેવાય છે તેનો એ પેટાપંથ છે. ૩ સુન્ની પંથના પેટાનો એક પંથ, આ પંથમાં દુનિયામાં સૌથી વધારે માણસો છે. ૪-૫-૬ એ મુસલમાની ધર્મના પંથ છે. ૭ જે કોઇપણ ઇમામની પેરવી કરતા નથી તે. જેમકે વહાબી પંથના લોકો. ૮ જે કોઈ પણ ઇમામની પેરવી કરે છે તે. જેમકે સુન્ની લોકો.

એવા તોફાનોથી, લાભ જે લિયે વિશેષ,
તેનો રસ્તો ખરા, માર્ગથી અલગ હમેશ;
બરબાદ કરે છે શાસ્ત્રને, ઉભય જનો ઉર આણજો,
ગુરૂ અને શિષ્ય બન્ને સદા, ધર્મભ્રષ્ટ છે જાણજો. ૧૯૯
તેજ ધર્મ કે સ્નેહ, વડે સાંધ્યાં મન જેણે,
તિરસ્કાર દૂર કર્યો, મનોવૃત્તિનો એણે;
કર્યા દાસ તેમને, અજાણ હતા જે છેક,
કર્યાં સ્વચ્છ પ્રત્યેક, પ્રજાનાં હૃદય વિશેક;
તાજીક,[1] તુર્ક,[2] દૈલમ અને, અરબ, હબશ[3] સર્વે સહી,
પય સાકરની પેઠે સદા, મળી ગયા ભાવે અહિં. ૨૦૦
સ્વચ્છ ઝરો તે મલીન, થયો ધર્માન્ધપણાથી,
દ્વેષતણા તે વિષે, કંટકો ઘાસ [illegible];
હતા ભાઈ ને મિત્ર, થયા તે કટ્ટા [illegible]રી,
પ્રસર્યો અતિ કુસંપ, મુસલમાનોમાં ઝેરી;
દશ ઈસ્લામી એના હવે, મુશ્કેલ છે મળવા અહીં,
કે એક બીજાને [illegible], થાય ખુશી મનમાં સહી. ૨૦૧
અમને લાયક હતું, થાત સૌ મિત્ર ઉમંગે,
થાત [illegible], મિત્રની દુઃખ પ્રસંગે;
એક બીજા[illegible] થાત, સહાયક સર્વ હમેશ,
સ્નેહીના [illegible]કમાં, [illegible] કરત વિશેષ;
મિત્રતા વિષે જ્યારે [illegible], હોત એમ દૃઢ આ સમે,
તો શ્રેષ્ઠ કેમના [illegible], મુખથી પોતાને અમે. ૨૦૨

---

૧ જેઓ અરબસ્તાનમાં જન્મ્યાં ઇરાનમાં ઊછરેલા હોય છે તે.
૨ તુર્કસ્તાનના વતની. ૩ આબિસિનિયા. એ દેશ આફ્રિકામાં છે.

## ૧૨ પેગમ્બર સાહેબે ઇસ્લામીઓને પરસ્પર ભ્રાતૃભાવ[1] રાખવાને આપેલી આજ્ઞા તરફ દુર્લક્ષ.

જો ભૂલત નહિ અમે, વેણુ નબીનાં સુખદાઈ,
કે "છે ઇસ્લામીઓ, એક બીજાના ભાઈ;
મદદગાર ભ્રાતનો,[2] રહે જ્યાં સુધી ભ્રાત,
તેનો ખુદ જગદીશ, સહાયક છે દિનરાત;
તો નિજ વહાણુ જૂથપર નહિ, આવત આફત આ સમે,"
અહિં દરિદ્રતામાં પણ સદા, કરત બાદશાહી અમે. ૨૦૩

જે ઘરમાં મન હોય, મળેલાં એક બીજાથી,
હર્ષ શોકમાં હોય, પરસ્પરના સૈ સાથી;
જો ખુશ મન એકનું, ખુશીમાં સર્વ જણાય,
જો દિલગીર એક તો, સર્વ શોકાતુર[3] થાય;
અભિનંદન[4] લાયક સદન તે, છે મહા રાજ્યભવનથકી,
જ્યાં હોય કોઇથી એક દિલ, મેલું, એ જાણો નકી. ૨૦૪

## ૧૩ હાલના અને આગલા મુસલમાનોનાં લક્ષણોની સરખામણી.

ધર્મ પરીક્ષા કાજ, ખોળ કરીયે જો એવી,
કે ઇસ્લામી તણી, ચાલ ચલગત છે કેવી;

---

૧ ભાઇચારો. ૨ ભાઇ. ૩ દીલગીર. ૪ મુબારકબાદી.

છે ખોટું કે ખરૂં, તેમનું સર્વ બજાર,
છે અસત્ય કે સત્ય, તેમના કોલકરાર;
તો બહુ થોડા મળશે અહીં, રૂડા નમૂના તે વિષે,
નહિં દલીલ તે ઇસ્લામના, મહત્વને લાયક દીસે. ૨૦૫

દીસે જોર એટલું'ક, નિંદાનું મિજલસમાં,
કે ખરડાએલો હરેક, છે એ શોણિતમાં;
ભાઈને ન ભાઈથી, દરગુજર છે આ ઠામે,
યોગી ને પંડિત, ન તેનાથી ભય પામે;
જો હોય ગુપ્ત નિંદા વિષે, મદિરા તણો નિશો અહિં,
તો મુસલમાનમાં ખોળતાં, સાવધ કોઇ દીસે નહિં. ૨૦૬

અહીં જેમની કને, ચાર પૈસા છે છતમાં,
તો માણસને તે ન, ગણે માણસ નિજ મતમાં;
દરિદ્રતાને દુખે, દિલે પામે જે કલેશ,
તે ખુશીમાં કોઈને, જોઈ શક્તા નથી લેશ;
અહિં કોઈ ગર્વની કેફમાં, છાકેલો છે સર્વદા,
ખારના રોગથી કોઈ જન, પામે છે પીડા સદા. ૨૦૭

છે જો અહિં સૌ લોક, એક બાંજાના ભાઈ,
છતી ન જેના વિષે, કોઇ પણ દીસે બુરાઈ;
સૌ જન કહે હમેશ, ભલો જેને હરખાઈ,
છે જેની મોટાઇ, સર્વને દિલે છપાઇ;
તો તેનાપર નજરો ઘણી, કોપતણી પડતી દીસે,
કાંટાની પેઠે સર્વની, ખટકે તે આંખો વિષે. ૨૦૮

પામે છે દુર્દશા, કોઈ ઊંચી સ્થિતિમાંથી,
સુભાગ્ય હમણાં લગી, હતું જે જનનું સાથી;
હમણાં ઝુકતી હતી, વસુધા જેને દ્વારે,
પાંખ વગરનો કર્યો, ઝમાને પણ આવારે;
તો જીવ, નિજ બાળે છતા, પણ મનમાં ખુશી છેક છે,
કે આવ્યો દરિદ્રતા વિષે, સમભાવી જન એક છે. ૨૦૯
શૂરવીર સમભાવ, રાખનારો જન એક,
કરે જીવ કુર્બાન, કોમ ઉપર જો છેક;
તો તેનાપર આળ, મૂકે છે કોમ પ્રસિદ્ધ,[1]
કે નિજ મતલબ ગુહ્ય, કાંઈ એમાં છે સિદ્ધ;[2]
નહિ તો બીજાની કોઈને, ગરજ પડી છે શી અહિં,
છે આપસ્વાર્થી[3] સર્વ એ, વાતો મન સમજે સહી. ૨૧૦
જો રસ્તો તેમના, ભલાનો કાઢે ભાવે,
તો નાંખે તે વિષે, બને ત્યમ વિઘ્નો દાવે;
જો કાને સાભળે, તેની કીર્તિનો શોર,
તો નવિન તોહમનો, ઘડે તે ઈર્ષાખોર;
આ કે બીજા ભવમાં[4] ભલે, શ્યામ[5] થાય મોઢું સદા,
પણ યશના ડંકા થાય નહિ, એક ભાઈકેરા કદા. ૨૧૧
જો બે માણુસ વિષે, જુએ છે મિત્રાચારી,
તો જૂદાઈ નાંખવા, પેરવી રાખે જારી;
સળગે બે ટોળિયો, વિષે ટંટો જે વારે,
તો મનોર્થ[6] નિજ સિદ્ધ, થયેલા મનમાં ધારે;

---

૧ ખુલ્લું. ૨ નક્કી. ૩ પોતાની મતલબની. ૪ દુનિયા. ૫ કાળું. ૬ મનની ઇચ્છાઓ.

બસ એનાથી સારૂં નથી, કોઈ કામ બીજું અહીં,
એવો મન ગમતો કોઈ પણ, બીજો તમાશો છે નહીં. ૨૧૨

દગો, ઉચાપત[1] ઢોંગ, બુરી દાનત કરવામાં,
ચાડી, બનાવટ અને, નવાં તોહમત ઘડવામાં;
ઠાઠમાઠમાં વળી, અનેક તરેહના છળમાં,[2]
મિત્રોના કે અન્ય, જનો કેરા મંડળમાં;

અમથી વિશેષ બદનામ કે, લાજ ઘટેલા નહિં જડે,
પછી વધે ન શોભા કેમ અહિં, ઈસ્લામની અમો વડે. ૨૧૩

એવી નિપૂણતા અમે, ખુશામદમા મેળવીએ,
કે હરેક રીતિએ, બીજાનું મન મેળવીએ;
બનાવીએ કે મુર્ખ શિરોમણીને[3] મતિવાન,[4]
કરી દઈએ કે કુશળ, પુરૂષને મૂઢ સમાન;

કેને ઊતારી પાડીએ, કેને વળી ચઢાવીએ,
ખાતાવાળા જન સેંકડો, એવી રીતે બનાવીએ. ૨૧૪

વડો શત્રુ સર્વથી, અમારો તેજ કહાવે,
કે જે અમને ખોડ, અમારી સ્પષ્ટ બતાવે;
શિક્ષા દેનારથી, સદા વિખવાદ[5] ઉચરીએ,
માર્ગ સુચવનારને, વાટપાડુ સમ ગણીએ;

છે એજ એબ જેથી અમે, સર્વ ગુમાવ્યું છે સહી,
જેણે અમને, નૌકા ભરી, ડુબાવી દીધા છે અહીં. ૨૧૫

---

૧ કોઈ રકમ ઉડાવવી તે. ૨ કપટ. ૩ મૂર્ખનો સરદાર. ૪ બુદ્ધિવાન.
૫ તકરાર.

અભિનંદન યોગ્ય તે, હતો સર્વોત્તમ કાળ,
કાયમ જ્યાં લગી હતી, ખિલાફત[1] આફઝમાળ;
પેગમ્બરીની માર્ગસુચક છાયા હતી છાઈ,
હતો સમય કલ્યાણ,[2] વૃદ્ધિનો મહા સુખદાઈ;
શોભાયમાન સૌ ન્યાયના, હતા અલંકારે[3] અતિ,
વાટિકા[4] તણી સાહેબની, ફૂલી ફળી પૂરી હતી. ૨૧૬
હતી ખુબી તે સમય તણી સૌથી એ ભારે,
નમતું શિર સર્વનું, શિખામણ ઉપર ત્યારે;
ખુદ સાચી વાતથી, મૌન્ય[5] ધારણ નહિં કરતા,
પ્રભુની વાતો કદી, દિલે કડવી નહિં ગણતા;
ચુપ થતા માલિકો દાસથી, સત્ય વાત સુણતાં સદા,
ડોશીઓ ખલીફાઓ[6] થકી, લડતી હતી જુઓ કદા. ૨૧૭
મગરૂરી જેમને, નબીએ કરી ઉમ્મતની,
મળી હતી જેમને, વધાઇ રૂડી જન્નતની;[7]
માન્ય હતી જેમની, ન્યાયી[8] નિષ્ઠા દુનિયામાં,
ગર્વ ખિલાફત તણી, ગાદિના જે વસુધામાં,
ફરતા રાત્રિયો વિષે તેઓ, ચુપકીથી બહુ સ્થાનમાં,
કે કોઇ ઠામ સુણી ખોડ નિજ, લાજે ખુદ નિજ ધ્યાનમાં. ૨૧૮
છીએ પરંતુ અમે, દોર કરતાં કૈં ઠીક,
ખુબી ગુપ્ત[9] કે બાહ્ય,[10] અમારાગાં ન જરીક;

---

૧ કોઇની જગા ઉપર બેસવું તે. ૨ ભલું. ૩ શોભા-ઘરેણું. ૪ વાડી. ૫ મુગા રહેવું. ૬ કોઇની જગ્યા ઉપર બેસનાર. ૭ સ્વર્ગ. ૮ ન્યાયીપણું. ૯ છુપી. ૧૦ બહારની.

ધરાવીએ કૈં માન, અમે ન બરાબરીયામાં,
ગુણુ ન પૂર્વના અમો, વિષે હાલના સમામાં;
શીખામણુને એવી દિલે, ઝેર સમાન પ્રમાણીએ,
કે જાણું પોતાને અમે, પૂરી રીતે પિછાણુંએ. ૨૧૯
જો પૂરી થઇ હોત, અરબ ઉપર ન નબૂવત,[1]
તો પેગમ્બર કોઇ, અમારા ઉપર આવત;
કૈંક ધર્મના લોક, કુડે[2] મારગે ચઢેલા,
કુરાનમાં તેમનાં, વર્ણનો છે આવેલાં;
તેમજ તે પેગમ્બર તરફ, જે પુસ્તક આવત અહીં,
તે અમને ખોટા પંથની, દેખાડત વાતો સહી. ૨૨૦
છે ખુલ્લું જે હુનર, અમારામાં છે હાલ,
વિનાશ પામ્યાં પ્રવીણુતા વિદ્યા આ કાળ;
ચાલ ચલણુ ને ઢંગ, ગયાં બગડી સૌ હમણાં,
દોલત ને આરામ તણુા દેખાય ન સમણાં;
છોડતી નથી સોબત અહીં, એકે પળ અજ્ઞાનતા,
આગળ વધવા દેતી નથી, ડગલું પણુ ધર્માન્ધતા. ૨૨૧

---

## ૧૪ ઇસ્લામી અર્વાચીન તત્વજ્ઞાનીઓની સ્થિતિ ને વર્તન.

---

ગ્રીક લોકનું પુરાણું, તે પંચાતું પિછાનો,
તત્વજ્ઞાન કે છે ઠગાઇનો એક ખજાનો;

---

૧ પેગમ્બરી. ૨ ખોટે.

તપાસમાં જે ઠર્યું, નકામું છેક હમેશ,
વ્યવહારમાં જણાય, નહિં ખપનું જે લેશ;
જાણીએ અધિક તેને અમે, પ્રભુના સંદેશા થકી,
ઓછી વધતી નહિં માનીએ, કોઇ વાત જેમાં નકી. ૨૨૨

ઝબૂર[1] ને તોરાત,[2] તથા ઇન્જીલ[3] કુરાન,[4]
રદ કરવાને યોગ્ય, સર્વ છે એક સમાન;
પણ પ્રાચીન મત, ગ્રીક લોકના છે જે હાલ,
ફેરવવા યોગ્ય છે, ન કે તેમાં આ કાળ;
દુનિયાના ચિહ્નો જ્યાં લગી, મટે નહીં અવકાશથી[5],
ત્યાં લગી વિચારો તેમના, રદ કરવા લાયક નથી. ૨૨૩

પરિણામો પાશ્ચાત,[6] સુવિદ્યા અને કળાનાં,
સૈકાથી હિન્દમાં, પ્રકાશિત છે નથી છાનાં;
પણ પડદા નાખિયા, વચ્ચે ધર્માન્ધપણાએ,
કે સત્યનો પ્રકાશ, જોઈ શકીએ ના જરાએ;
યુનાની અભિપ્રાયો તણી, છાપ હૃદયમાં છે સહી,
સંદેશો આવે ઈશ્વરી, પણ વિશ્વાસ પડે નહીં. ૨૨૪

હીસે હવે આ તત્વજ્ઞાન પર જે મરનારા,

---

૧ હઝરત દાઉદ પેગમ્બર ઉપર ઉતરેલું ઈશ્વરી પુસ્તક. ૨ હઝરત મૂસા પેગમ્બર ઉપર ઉતરેલું પુસ્તક. ૩ હઝરત ઇસા પેગમ્બર ( સ૦ ) ઉપર ઉતરેલું ઈશ્વરી પુસ્તક. ૪ હઝરત મુહમ્મદ ( સ૦ ) ઉપર ઉતરેલું ઈશ્વરી પુસ્તક. ૫ ખાલી જગ્યા. ૬ પશ્ચિમ તરફની-યૂરોપખંડની.

બૂઅલી,[1] બતલીમૂસ,[2] તણો જે દમ ભરનારા;
એરિસ્ટોટલ તણે, ઉમ્મરે શિર ધરનારા,
પ્લેટોની પેરવી, પૂરા પ્રેમે કરનારા;
તે સૌ ઘાંચીના બેલથી, કમી લગાર ન આજ છે,
આખી ઉમ્મર સુધી ફર્યા, પરંતુ જ્યાંના ત્યાંજ છે. ૨૨૫
સંપાદન કરી રહે, પૂરૂં તે તત્વજ્ઞાન,
બાંધી પંડિતાઇની, પાઘડી પામે માન;
જો મતિમાં તીવ્રતા,[3] તેમની કાંઇ દીસે છે,
તો તેમની યોગ્યતા, સર્વથી મોટી એ છે;
જો દહાડાને નિજ વદનથી કહી દે તે રાત્રી કદા,
તો માન્ય કરાવે જગતને, ત્યારે તે છોડે સદા. ૨૨૬
વળી આવે નિજ પાસ, ભણાવે તેને ભાવે,
આવડતું હોય તે. સ્નેહ સાથે સમજાવે;
જે શીખ્યા હોય તે, બોલીયો સૌ બતલાવે,
તેને પોપટ બોલો, નિજ સરખોજ બનાવે;
છે હકીકતીને લાભ એ, વિદ્યા કેરો એમને,
મગરૂર થવાનું છે સદા, એના હુપર તેમને. ૨૨૭
જો પૂછો કે ભાઈ, તમે જે કાંઇ ભણ્યા છો,
તેનો શો અંતરે, કહો હેતુ સમજ્યા છો;

---

૧ આ માટે જુઓ છપ્પા નં. ૧૦૨ ની ' હુસેન સીના ' વિષેની ફુટનોટ. ૨ એને ટૉલૉમી પણ કહે છે. એ ગ્રીક તત્વજ્ઞાની હતો. સિકંદરીઆમાં ઈ૦ સ૦ પૂ૦ ૨૦૦ વર્ષ ઉપર એ ગણિતશાસ્ત્રી હતો; તેમજ ભૂગોળ, ખગોળ વગેરે વિદ્યાઓમાં ઘણો પ્રવીણ હતો. ૩ જલદપણું.

છે તેમાં ફાયદો, ધર્મનો કે દુનિયાનો,
કે ફળ બીજું કોઈ, આપ નિજ મનમાં માનો;
તો ગાંડાની પેઠે મુખે, બહુ વાતો બકશે તેઓ,
પણ ઉત્તર તેનો કાંઇપણ, આપી શકશે નહિં જેઓ. ૨૨૮
પેગમ્બરોનું કરી, શકે ન વિવેચન[1] લેશ,
સત્ય બતાવી શકે, ન ઇસ્લામનું વિશેષ;
દેખાડી ના શકે, કુરાન તણી મોટાઈ,
સમજાવી ના શકે, જ્ઞાન પ્રભુનું સુખદાઈ;
આ સમે નકામી જણાય છે, સર્વ દલીલો જેમની,
ચાલતી નથી તોપો વિષે, તરવારો અહિં તેમની. ૨૨૯
તે પરિશ્રમમાં દીસે, પડેલા તે આ ઠામ,
કે જેનું તેમને, ન માલમ છે પરિણામ;
ભૂલી ગયાં માર્ગ જે, આગલાં મોંઢાં સંધાં,
તેજ મારગે ચઢયાં, થઈ સૌ ઘણુનાં અંધાં;
જાણુતા નથી કે આખરે, કયાં ચાલ્યા જઇશું અમે,
કેં ભૂલ્યા છીએ કે પાધરે, રસ્તે જઇએ આ સમે. ૨૩૦
છે ચોખ્ખો દાખલો, તેમના શ્રમનો આમ,
કે કપિયોને[2] ટાઢ, વાઇ હતી કોઈ ઠામ;
ચારેગમ તેમણે, અગ્નિ શોધ્યો બહુ વાર,
પણ તેનો ન પ્રકાશ, જણાયો કોઈ ઠાર;
પણ એક આગિયો ચળકતો, જોયો નજરે તેમણે,
તેને આગનું પતંગિયું, સમજી લીધું એમણે. ૨૩૧

---

૧ કોઇ વિષયને સારાપેઠે સમજાવવો તે. ૨ વાંદરાં.

સૌએ તેને જઈ, એક દમ પકડી લીધું,
વીણી લાવી ઘાસ, એકઠું તેપર કીધું;
મંડયા સળગાવવા, સર્વ તેને તે વારે,
પણ સળગી નહિ આગ, મટી નહિ ટાઢ લગારે;
એવી રીતે રજની[1] બધી, ગુમાવી નાંખી તેમણે,
મેળવ્યો નહિ આરામ કૈં, નિજ મહેનતનો જેમણે. ૨૩૨

જનાવરો જે જતા, હતા ત્યાં થઈને ત્યારે,
તાણ ખેંચ તેમની, નજરથી જોતા જ્યારે;
હતા નાખતા તેઓ, તેમનાપર ફિટકાર,
કે હાસ્યજનક[1] કામ, થકી શરમાય લગાર;
પણ નિજ હઠથી પાછા જરા, ખસતા હતા નહીં છતા,
ફિટકાર સાંભળીને તેઓ, વિશેષ બડબડતા હતા. ૨૩૩

દહાડો ઉગતા લગી, તેઓ સમજ્યા નહિં ચિત્તે,
મૂળ હેતુના રિપુ, જેઓ છે એવી રીતે;
તે ન દૃષ્ટિથી વ્હેમ, જાળ કાઢે આ વારે,
પણ પ્રકાશ નાખશે, પ્રભાતે દિનકર[2] જ્યારે;
તો સત્ય દેખતાં દૃષ્ટિએ, તરત માનશે તે છતા,
કે તેઓ આગિયાને દિલે, ચણગારી સમજ્યા હતા. ૨૩૪

---

૧ હસી કાઢવા લાયક. ૨ સૂર્ય.

# ૧૫ ઇસ્લામી અર્વાચીન વૈદ્યોની સ્થિતિ.

વળી વૈદકપર ફૂલે, અમારા વૈદ વધારે,
જેને સઞ્જીવની[1], ખ્રિસ્તની[2] પોથી ધારે;
બતાવવામાં કરે, કંજુસાઈ બહુ જેને,
કલંક પેઠે ગુપ્ત, સદા રાખે છે એને;
તે થોડા નુસ્ખાઓતણો[3], સંગ્રહ છે તે જાણજો,
જે આવેલા છે એકથી, બીજે મુખે પ્રમાણજો. ૨૩૫
છે ન વનસ્પતિ તણી, તેમને વાકિફગારી,
કે ખનીજની ખબર, નથી જેને હિતકારી;
છે શરીરની સ્થિતિ, ન વર્ણવવાનું જ્ઞાન,
કે પદાર્થવિજ્ઞાન, રસાયનની ન પિછાન;
જળશાસ્ત્ર શિખ્યા છે કે નહીં, વાયુશાસ્ત્ર જોયું કદા,
તેમના દર્દીયોનો ખરે, રક્ષક છે ઇશ્વર સદા. ૨૩૬
ભૂલ તેમના કોઇ, ન કાનૂનમાં લગાર,
ન્યૂનતા ન તેમના, સંગ્રહસ્થળ[4] મોઝાર;
લખ્યું સદીદો[5] વિષે, સર્વ સાચું છે જ્ઞાન,
જીવ નફીસી[6] તણા, કથનપર છે કુર્બાન;
જે લખી ગયા છે પૂર્વજો, વિચાર અનુમાનો થકી,
આકાશમાંથી તે પુસ્તકો, ઊતરેલાં માને નકી ૨૩૭

---

૧ સજીવન કરનારી. ૨ ઇસાપેગમ્બર ૩ કોઇ રોગના ઓસડમાં જે વસ્તુઓ મેળવવાની હોય તેની યાદી. ૪ સંગ્રહસ્થાન. ૫ એ યૂનાની વૈદકશાસ્ત્રમાં પ્રમાણ ગ્રંથ ગણાય છે. ૬ એ પણ યૂનાની વૈદક શાસ્ત્રમાં પ્રમાણ ગ્રંથ મનાય છે.

## ૧૬ ઇસ્લામી અર્વાચીન કવિયોની સ્થિતિ..

તે ગ્રંથો કાવ્યના,[1] ઘણા અપવિત્ર દીસે છે,
કે જે સંડાસથી, બુરા દુર્ગંધ વિષે છે;
ધરતી જેનાથકી, ઘણી ધ્રૂજે છે આજે,
જેથી આકાશપર, દેવદૂતો બહુ લાજે;
તારાજ[2] થયું છે જેથકી, ધર્મજ્ઞાન તે જાણજો,
તે અમારૂં શૈલી શાસ્ત્ર છે, નિજ અંતરમાં આણજો. ૨૩૮
જો કંઇ શિક્ષા નરસ, કાવ્યની દિલે વિચારો,
જો અસત્ય બકવાદ, અયોગ્ય નકામો ધારો;
તો છે તે કોર્ટ કે, પ્રભુ ન્યાયાધિશ[3] જેનો,
બદલો કર્મ સમાન, ઠરાવ્યોછે જ્યાં તેનો;
તે ઠામ સર્વ અપરાધીયો, છૂટી જશે ઉર આણજો,
નર્કને અમારા કવિજનો, ભરી દેશે તે જાણજો. ૨૩૯
છે હલકા વર્ગના, જેટલા નોકર આજે,
નિજ કમાઈથી તેઓ, લાભ લેનાર વિરાજે;
ગાન્ધર્વો,[4] શ્રીમાન, તણા [5]નેત્રોનું નૂર,[6]
માગી લાવે કાંઈ, ડફાલી[7] ફરી જરૂર;
પણ જે ફસાયલા આ દીસે, ક્ષય રોગની પીડા વિષે,
તે ઈશ્વર જાણે કે દવા, કયા દર્દકેરી દીસે. ૨૪૦

---

૧ કવિતા. ૨ નાબૂદ. ૩ ઇન્સાફ કરનાર. ૪ ગવૈયો. ૫ આંખ ૬ તેજ ૭ ડફાલી—એક જાતના ફકીર જે હાથમાં ડફ લઇ ઘેર ઘેર વગાડતા ને મુઠી અનાજ માગતા ફરે છે તે.

ઉત્પાદક આ કળા, તણા અરબો દુનિયામાં,
હતો ન તેમાં કોઈ, તેમના સમ વસુધામાં;
હતી રસિકતા દિલે, ઝમાને જેની માની,
નાશ બંધુએ કરી, તેમની શુભ નિશાની;
તેમના હુનર સંપૂર્ણતા, સર્વ ખોઈ બેઠા ખરે,
જોતાં કવિત્વ[1] પણ જેમણે, ડૂબાવી દીધું આખરે. ૨૪૧
જીવ ભાષા શાસ્ત્રમાં, જેમની જીભે આવ્યો,
વર્ણનથી જેમનાં, પ્રકાશિત ધર્મ જણાયો;
રસનાથી તેમણે, કામ બરછીનાં કરિયાં,
હતાં બરછીથી તીણું[2], જીભ-કુચડીનાં અણિયાં;
સૌજન્ય તેમનાં કાવ્યથી, પ્રકાશમાન બન્યું સહી,
ગતિમાન[3] તેમને ભાવણે, દુનિયા સર્વ થઈ રહી. ૨૪૨
તનુજો[4] જે તેમનાં, અહીં મોહક[5] વકતા[6] છે,
સૌ જનમાં જેમની, રસિકતા[7] માન્ય સદા છે;
પ્રૌઢ વાણીમાં હિંદ, વિષે પંકાતા તેવા,
જો તે છે કાંઇ તો, હરીફરીને છે એવા;
કે કવિતા કરતાં જાય છે, આખી ઉમ્મર જેમની,
તો ગાય ભાંડ મિજલસ વિષે, જઇને ગઝલો તેમની. ૨૪૩
છે ગઝલોનો ગ્રંથ, નાચનારીને મ્હોડે,
ગાયક[8] માને પાડ, તેમનો બેહદ કોડે;

---

૧ કવિતા કરવાની શક્તિ. ૨ અણીઆં. ૩ હાલતીચાલતી. ૪ છોકરાં. ૫ મોહ પમાડનાર. ૬ અસરકારક બોલનાર. ૭ રસ મુકવાની શક્તિ. ૮ ગવૈયા.

પૂરા પડે તેમના, અખાડા[1] વિષે ઉમંગ,
દુષ્ટ મતિના દૂત, જેમને દે છે રંગ;
એમણે અમારી બુદ્ધિપર, નાખ્યા છે પડદા અહીં,
એમણે જ અમને કરી દીધા, બેફિકરા નવરા સહી. ૨૪૪

## ૧૭ ઈસ્લામી અર્વાચીન ઊંચ જાતિના લોકોની સ્થિતિ.

છે કેળવણી વના, તનુજ ઉત્તમ જાતિનાં,
સ્થિતિ જેમની ખરાબ, તેમ છે ભૂંડી ગતિના;
કોઇ કબૂતર ઉડાવવામાં લે આનંદ,
લડાવવાનો તેતર છે કોઈને કુછંદ;
કોઇ તો ચરસ ગાંજા તણાં, મોહિત મનથી થાય છે,
વળી માજમ કે ચંડૂલનાં, રસિયા કોઈ જણાય છે. ૨૪૫
હલકા નોકર તણો, તેમને સંગ વિશેષ,
લુચ્ચા અને સ્વછંદી, સાથ મેળાપ હમેશ;
ભણ્યા ગણ્યા લોકના, છાંયડાથી દૂર ભાગે,
નિશાળ ને કેળવણી, ઉભય વિખ જેવાં લાગે;
નીચ લોકની ટોળી વિષે, ગુમાવવી ઉમ્મર સદા,
તેમને ગાળ દેવી અને, ખાવી ગાળો સર્વદા. ૨૪૬
વિદ્યાશાળા વિષે, ન જે દેખાય કદાચ,
જતા આવતા યોગ્ય, મિજલસોમાં ન જણાય;
પણ મેળાઓ તણી, વધારે શોભા જઈને,
ફરતા ખાતા રહે, રાતદિન રાજી થઈને;

[1] બદમાશ લોકોને એકઠા મળવાની જગ્યા.

પુસ્તકને શિક્ષકથી ડરી, સદા નાસતા જે ફરે,
પણ નાચ અને ગાયન વિષે, જણાય સૌને મોખરે. ૨૪૭
આ લુચ્ચાઓ તણી, ખોળ કરીએ આ કાળે,
કે જેમની બાજુથી, હવાપણ બચીને ચાલે;
જેમનાથી આબરૂ, વડાઓની થઇ ધૂળ,
નાશ પામી મોટાઇ, ખાનદાનોની કૂલ;
તો ઘર ઊજડ કરનાર નિજ, નફટ જેટલા આ થશે,
ઉત્તમ કુળની ઓલાદનાં, તે સર્વે નિશ્ચય હશે. ૨૪૮
લઘુ વયમાં તેમની, એવી સંભાળ રખાઈ,
કે જીવતર કેહીનું, જેમ ગુજરે દુખદાઈ;
ડા'પણ ભરી કંઇ સમજ, આવવા લાગી જયારે,
માથાપર મદ[1] ભરી, જુવાની આવી ત્યારે;
બસ હવે અટકવું તેમનું, મુશ્કિલ છે નિજ ઘર વિષે,
જઇ સદા અખાડાઓ વિષે, રમત ગમત કરતા હોસે. ૨૪૯
પ્રેમ રૂપી મધના, નિશામાં જે ચકચૂર,
ઘેરેલા નિત પાપણુની ફોજથી જરૂર;
ભ્રકુટીને[2] નેત્રનાં, દર્દથી જે પીડાય,
દિલને હાથે સદા, જેઓ લાચાર જણાય;
શું કરે પ્રેમ છે તેમના, સ્વભાવમાં વ્યાપક સદા,
ગરમી ભરેલી બહુ જેમના, મિજાજમાં છે સર્વદા. ૨૫૦
છયે દિશામાં પ્રિયા,[3] કોઇ કહીં જો સંભળાય,
તો તેનાપર ફિદા, વિના દેખે તે થાય;

---

૧ અહંકાર. ૨ ભવાં. ૩ માશુક.

સ્વપ્ન વિષે જો કદી, કાંઈ નજરે દેખાય,
તો તેના નામનું, કરેછે સ્મરણ સદાય;
ઘેલછા ભરી દેખાય છે, કારકીર્દી સૌની અહીં,
મજનૂન[1] અને ફર્હાદ[2] છે, જ્યાં જેને જોઇએ તહીં. ૨૫૧
જો માતા છે દુખી, તેમને ફિકર ન તેની,
છે જો પિતા અપંગ, જરા ચિન્તા નહિ એની;
જો ઘરમાં લાંઘણો, થાય તો નહિ દરકાર,
ભૂખે મરે કુટુંબ, દિલે ન ઉચાટ લગાર;
લગ્ની[3] લગાડી છે જેમણે, પ્રિયા સંગ મનથી ખરે,
શી ગરજ રહી પછી તેમને, અન્ય જનોની અંતરે. ૨૫૨
કુવચન કે ગાળથી, નહિ મનમાં લજવાય,
જોડા પેજારથી, જરા નહિ સંકોચાય;
મેળામાં વિચરી,[4] સદા લુચ્ચાઇ બતાવે,
મિજલસમાં જાય તો, કાંઇ તોફાન ઊઠાવે;
હાંસી થતી દેખી તેમની, કાંપે લુચ્ચા સર્વદા,
જેનાં પાડોશ નિવાસથી,[5] નાસે નફ્ટ જનો સદા. ૨૫૩
જો કદિ નિજનાં સપૂતને પરણાવી દઇએ,
તો વહુઓનો બોજ, નીજને માથે લઇએ;
દુહિતાનાં લગ્નની, સમિપ[6] આવે જો વેળા,
તો ભગિની[7] ભ્રાતનાં, તનૂજ કુપંથ[8] ચઢેલા;

---

૧ મજનૂન અને લેલી એ આશક માશૂક હતાં. ફારસીમાં તેમના વિષે રસિક વાર્તા રચાએલી છે. ૨ ફર્હાદ અને શીરીન પણ આશક માશૂક થઇ ગયાં. ૩ લ્હે–પ્રીતિ. ૪ જઇને. ૫ વસતું. ૬ નજીક. ૭ બેહેન. ૮ કુમાર્ગે.

એજ છે બકબકારો બધે, ઘેરે ઘેર સદા અહીં;
વહુનું ઠેકાણું છે નહિ, દુહિતાને વર છે કહીં ૨૫૪
જે ન ઇબારત સાર-[1] યુક્ત લખવાની જાણે,
જે દરબારી રીત, વર્તવાની ન પિછાણે;
છે ઉમેદવારોની, કશી યોગ્યતા ન જેમાં,
સેવા કરવા તણી, લાયકી છે નહિ એમાં;
ચાકર કે મજૂર હોય જો, તો આવે કંઇ કામમાં,
એમને કયા કામે કહો, લગાડવા આ ઠામમાં. ૨૫૫
મળતો નથી રોટલો, જેમને પેટ ભરીને,
તે નિજ પોષણ કરે, અનેક કુકર્મ[2] કરીને;
તેમાં સુખી ઘરતણાં, કદાપી છે બે ચાર,
છે તે નિજ બાપનાં, મરણનાં ઉમેદવાર;
અશરાફો[3] અને અમીરનાં, જુઓ નમૂના આ તમે,
એમના પૂર્વજો તે હતા, છે આ વંશજ આ સમે. ૨૫૬
સંતતિ તે ઇસ્લામ, તણી આજ છે કદાશ,
કે સૌનાં જે તરફ, નેત્ર લાગ્યાં છે ખાસ;
છે આશા લાભની, ભવિષ્ય વિષે એનાથી,
કાયમ છે ઇસ્લામ, ખરૂં જોતાં જેનાથી;
નાખશે જીવ ઉદ્યાનમાં, એજ એમ શું છે વકી ?
ખીલી રહેશે તે બાગમાં, વસંત શું એના થકી ? ૨૫૭
અભિનંદન આપવા, યોગ્ય આ છે ઓલાદ, ?
કે દઢતા ધર્મને, જેહ આપે આબાદ ?

---

૧ જેમાં સારાંશ આવી જાય એવી. ૨ નઠારાં કામ. ૩ ઊંચ જાતિના.

શું દુખડાં કોમનાં, દૂર કરશે એ ગર્વે ?
રહેલી છે એમનાં, ઉપર શું ઉમેદ સર્વે ?
આ, દીવા શું ઇસ્લામને, પ્રકાશિત કરશે અહીં ?
તેજસ્વી કરશે નામ શું, એજ વડાઓનું સહી ? ૨૫૮
છે જો અહિં તેમનાં, વંશજો સાચા એજ,
પૂર્વજનો ફાતિયો[1], એજ દેનાર હશેજ;
બંધુ જનોની એજ, નિશાની છે જો હાલ,
શ્રેષ્ટ જાતિના એજ, વંશજો છે આ કાળ;
તો સ્મરણુ[2] તેમનું રહી જશે, એવું લોકોમાં સહી,
કે કોમ એક આ નામની, વસ્તી હતી પ્રથમ અહીં. ૨૫૯

---

## ૧૮ કેટલાક પોતાને સમજુમાં ગણનારાઓનું કોમ પ્રત્યે અયોગ્ય વર્તન.

---

સમજે છે નિજને, અહીં જે યોગ્ય વિશેષ,
સ્વતંત્ર અભિપ્રાયપર, જેઓ મકલાય હમેશ;
જે નિજની કોમના, આચરણુ જોઈ હસે છે,
મુસલમાન જેમને, દિલે નાદાન વસે છે;
તેમાં શોધો મિત્રોતણી, દાઝ જાણુનારા તમે,
તો વીરપુરુષ[3] થોડાજ અહિં, મળશે તેમાં આ સમે. ૨૬૦
દુઃખ તેમની દરિદ્રતાનું છે ન જરાય,
ચિન્તા, કેળવણી કે, પાળવાની ન જણાય;

---

૧ શ્રાદ્ધ સારનાર. ૨ સંભારણું. ૩ પરાક્રમી પુરુષ.

હામ ન કોશિશની, આપવા નહિં વસ્તુ એકે,
પણ કજેતી પ્રત્યેક, તણી જે કરે વિશેકે;
શોધે છે છિદ્રો[1] જેમનાં, કોઇ ઠામ પોશાકનાં,
કોઈ ઠેકાણે તેમના, નામ ધરે ખોરાકનાં. ૨૬૧
જુએ ખોડ જે વાત, વિષે ભાઇઓની પંડે,
મશ્કરીયો તે વિષે, તેમની કરે અખંડે:
એમ જોઇ ખુશી થઈ, ભાઈના દિલ દુખાવે,
બની પરાયા સદા, સ્વજનને ચીડ ચઢાવે;
ધક્કો ન કાળજામાં કશો, દીસે દર્દનો જેમના,
નથી ભીંજાએલાં નેત્રમાં, ટીપું રૂધીરનું[2] તેમનાં. ૨૬૨
અધિક ફસાઈ રહ્યું, વહાણુ, વમળમાં એક,
નાના મોટા સર્વ, દીસે જોખમમાં છેક;
નીકળવાનો કે ન, માર્ગ બચવાનો દીસે,
જાગે તેમાં કોઇ. ઊંઘેછે કોઈ અતિશે;
સૂતા છે તે બેભાન છે, અતિ ગાઢ[3] નિદ્રા વિષે,
જે જાગે છે તેપર જુઓ, અબળાઓ[4] ખડ ખડ હસે. ૨૬૩
પૂછે તેમને કોઇ, અરે ભાઈ આ ઠામ,
શી ઉમેદપર તમે, ઊભા રહી હસો તમામ;
વહાણુપર જે બુરો, આવવાનો છે કાળ,
તે ન છોડશે જાગૃત કે ઉંઘતાં ને હાલ;
ઊગરશો નહિ તમે અને, સર્વ તમારા સંગિયો,
બુડશે નાવ તો સૌ તમે, બૂડી જશો પ્રસંગિયો.[5] ૨૬૪

---

૧ લાંચ્છન-એબ. ૨ લોહી. ૩ અતિશે ઉંઘ. ૪ સ્ત્રી. ૫ મેળાપી.

મતલબ કે નીજના, છિદ્ર શું શું વર્ણવીએ,
બધો નિમાડો અહીં, છેક બગડેલો ગણીએ;
જ્ઞાની કે અજ્ઞાન, સબળ દુર્બળનો હાલ,
અફસોસીને યોગ્ય, ભયંકર છે આ કાળ;
આવા ના ઉમેદ રોગિયો, છે જગમાં જુજ આ સમે,
બગડીને જે સુધરે નહિ, એવા માત્ર છીએ અમે. ૨૬૫

## ૧૯ એક ડાહ્યા વિદ્વાન્ પુરૂષનો સર્વોત્તમ બક્ષીસ વિષે અભિપ્રાય.

પૂછ્યું કોઇએ જઇ, એક ડાહ્યા નર પાસે,
કે આ દુનિયા વિષે, શ્રેષ્ટ બક્ષીસ કઇ ભાસે;
કહ્યું કે "મતિ;[1]" જે વડે, ધર્મને અર્થ સધાય,
બોલ્યો કે લાભ જો, મળે તેનો ન કહાય;
કહ્યું કે "વિદ્યાને હુનરની, જરૂર અહિં જનને દીસે,
કે માણસની મોટાઇનું, કારણ જે દુનિયાં વિષે." ૨૬૬
ઉચર્યો[2] કે એનિયે, પ્રાપ્તી[3] ના હોય જરાય,
કહ્યું કે "પછી ધનમાલ, સર્વથી શ્રેષ્ટ ગણાય;"
વદ્યો પછી જો કઠણ, હોય તેનું પણ મળવું,
કહ્યું કે "વિદ્યુતનું,[4] ભલું તેપર છે પડવું;
કેમકે પ્રતિષ્ઠાહિન[5] જન, કલંકથી છૂટે સદા,
તેના કળદરથી[6] મેળવે, મુક્તિ[7] દુનિયા સર્વદા ૨૬૭

---

૧ બુદ્ધિ. ૨ બોલ્યો. ૩ મળતર. ૪ વિજળી. ૫ આબરૂ વગરનો.
૬ એદીપણું. ૭ છૂટકો.

ઓ ભાઇયો આ સમે, ઘણો ભય લાગે અમને,
આ લજ્જાહિનતું,[1] કલંક ન ચોટે તમને;
મનમાં ઇસ્લામનો, પક્ષ જો હોય લગાર,
તો નિજની લ્યો ખબર, થઈ જાગૃત આ વાર;
નહિં તો તમ ઉપર કથન આ, લાગું પડશે સર્વદા,
કે "હોવાથી છે એમનું, ના હોવું બહેતર" સદા. ૨૬૮
આમજ ક્યાં લગી તમે, હવે રહેશો નિશ્ચિંત,[2]
ચાલ ઢાલ ક્યાં લગી, નહિ બદલો ધરી ખંત;
પાયમાલ ક્યાં લગી, કર્યા કરશો નિજ બાળ,
મેંઢાંની[3] ક્યાં લગી, નહિ મેલો આ ચાલ;
બસ હવે વિસારી દો બધી, પહેલાંની વાતો તમે,
ધર્માન્ધપણાની ઝાળને, ઓલવી નાંખો આ સમે. ૨૬૯

## ૧૦ પોતાની ઉન્નતિ કરવામાં હાલના સમયમાં રાજ્યના તરફની અનુકુળતા.[4]

તમને છૂટાપણું, રાજસત્તાએ આપ્યું,
ઉન્નતિના સૌ માર્ગ, ઉઘાડીને દુખ કાપ્યું;
આવી રહ્યા છે સાદ, સર્વ બાજૂથી આમ,
કે રાજાથી રંક, લગી છે સુખી તમામ.
સ્થાપીત રાજ સત્તાવડે, બધે શાન્તિ પ્રસરી રહી,
નહિ કોઇ કાફલાનો દીસે, રસ્તો બંધ કદી અહીં. ૨૭૦

૧ લાજ વગરનાનું. ૨ ચિંતા વગરના. ૩ ઘેટાં. ૪ મળતાપણું.

શ્રધા કે ધર્મનું, ન કોઇ ભુરૂં ચાહનાર,
નથી હદીસ કુરાન, તણો શત્રુ આ વાર;
કર્મ,ન કોઈ ધર્મનો, સ્તંભ પકડી રહેવામાં,
શાસ્ત્રાજ્ઞાઓ તણાં, રોકનારા ન નકામા;
ભક્તિ સ્થાનકો વિષે જઈ, ભક્તિ કરો ભલે તમે,
પોકારો બાંગ મશીદમાં, ખુલ્લે છોગે આ સમે. ૨૭૧
દેશાટન વ્યાપાર, તણા રસ્તા ઉઘડયા છે,
માર્ગ ન ધંધા કળા, તણા કંઇ બંધ થયા છે;
જો ડા'પણના દિલે, હોય જાણીતા પાઠ,[1]
તો અનુકુળ છે રોજગાર દોલતની વાટ;[2]
લૂટારા કે શત્રુતણી, બીક ન વસ્તીમાં દીસે,
નહિ વાટપાડુ કે ચોરની, ભીતિ[3] છે વગડા વિષે. ૨૭૨
મહિનાઓના માર્ગ, દિવસો વિષે કપાય,
સદનથકી સુખ અધિક, ઊતારા વિષે જણાય;
બાગ સમાન હરેક, ખુણો જંગલનો છાજે,
નિર્ભયતા દિનરાત, કાફલાઓમાં આજે;
નર્કનો નમૂનો શુદ્ધ જે, સફર કોઇ કાળે હતી,
તે વિજય પામવાનો હવે, બની નમૂનો છે છતી. ૨૭૩
દેશાવરની મળે, પળે પળની નિત ખબરો,
ચાલી આવે હર્ષ, શોકની અગણિત ખબરો;
ખુલી સૌ ખંડની, દીસે મનમાની ખબરો,
પ્રસિદ્ધ જનમંડળે, થાય દુનિયાની ખબરો;

---

૧ ધડો. ૨. રસ્તો ૩. બીક

એકે ઠેકાણાનો કહી, બનાવ ગુમ રહે નહીં.
એહવાલ પૃથ્વીપરનો સદા, પ્રગટ થાય ચોખ્ખો સહી. ૨૭૪
આ સ્વતંત્રતા અને, શાન્તિની કદર પિછાણો,
સ્વચ્છ માર્ગે ચઢતોનો, હરેક દિશાએ જાણો;
વટેમાર્ગુઓ તણો, ઝમાનો સાથી આજ,
આવે આ પ્રત્યેક, બાજુથી સતત[1] અવાજ;
કે વાટપાડુ, શત્રુતણી, બીક ન રાખો મન વિષે,
નીકળી જાઓ આ વખતમાં, રસ્તો સૌ નિર્ભય દીસે. ૨૭૫
ચાલે છે કાફલા, ઘણા કાળથી અનેક,
ઘણા લધાવે હજું, બોજ પોતાનો છેક;
ચાલી નીકળવા ઘણા, અંતરે અતિ ગભરાય,
ચાલ્યા નહિ તેમને, દિલે પસ્તાવો થાય;
પણ તમે એક ગાફલ થઈ, સૂતાછો નિદ્રા વિષે,
જાણે તમને ગફલત વિષે, ખૂટેલો રસ્તો દીસે. ૨૭૬
મદદગારને હવે, બુરૂં ચાહનાર ન જાણો,
માર્ગ સુચવનારને, લૂટનારા ન પિછાણો;
શિક્ષા દેનારપર, પછીથી, આળ ચઢાવો,
પોતાના ઘરતણી, પ્રથમ તજવીજ કરાવો;
કે નિધાન[2] છે ખાલી પડ્યા, કે તર છે તે ઘર વિષે,
રીતિ રિવાજ સૌ આપનાં, સારાં કે નરસાં દીસે, ૨૭૭
સાંભળી મૂક્યા તમે, અમીરોની સૌ વાત,
લક્ષણ વિદ્વાનનાં, બયાન કર્યાં સાક્ષાત;[3]

---

૧ ચાલુ. ૨ ખજાના. ૩ ખરેખરાં.

અશરાફોની સ્થિતિ, સ્પષ્ટ નજરે દેખાય,
જુઓ બગડવા અહીં, સર્વ તૈયાર જણાય;
આ જૂનું સદન કરી રહ્યું. પડું પડું જોતાં નક્કી,
છે ખશી ચુકેલો થાંભલો, ગુરૂત્વ મધ્યબિંદુ[1] થકી. ૨૭૮
આ, જે કાંઈ દીસે, ભાગ તે છે જુજ એક,
પણ ભાઈઓપર ભૂંડા, આવશે સમય વિશેક;
ઊંચેથી જેમને, ઝમાને ઢોળી પાડ્યા,
મળશે તે માટીમાં, ઘણાને છે અહિં તાડ્યા;[2]
જોકે દૈવત બાકી હવે, કોમ વિષે ન જરાય છે,
પણ પાયમાલી વધતી હજી, થવાની બાકી જણાય છે. ૨૭૯
હરેક ચઢતી તણો, અંત અહિં એજ જણાય,
છેડો એજ હરેક, કોમકેરો સમજાય;
એજ ઝમાના તણી, ખાસીયતની છે રીતિ,
એજ જગતના અજબ, ખેલની છે માહીતી;
કંઈ ઝરા અહિં ઉભરાઈને, છેક સુકાઈ ગયા ખરે,
ઉદ્યાન ઘણા ફૂલી ફળી, ગયા કપાઈ આખરે. ૨૮૦
બાંધનાર ક્યાં મિસર, તણા તે અજબ મકાન[3],
યોદ્ધા ક્યાં જાબિલિસ્તાનના[4] તે બળવાન;
પેશદાદિયન,[5] કયાનિયો,[6] ક્યાં ગયા વિરામી,

---

૧ કોઇ વસ્તુના જે બિંદુની ચારે મેર સરખું વજન રહે છે તે બિંદુ. ૨ પારખ્યા. ૩ પિરામીડ. જે ઘણી પ્રાચિન પથ્થરની ઇમારત. છે. ૪ સિંધની ઉત્તરનો મુલક જેમાં ગઝની, કંદહાર વગેરે છે તે. પ્રાચિન કાળમાં ત્યાં રૂસ્તમ વગેરે પ્રસિદ્ધ પહેલવાનો હતા. ૫ હુશંગ-ની ઓલાદના ૧૧ બાદશાહો જે ઇરાનમાં થયેલા છે તે. ૬ ઇરાનના પ્રાચીન; બાદશાહો કેકાઉસ, કૅખુશરૂ વગેરે.

અનેક કોમો એમ, રહી જગમાં નહિં થામી;
ખાલ્ડિયન[1] તણો પત્તો જરા, કોઈ બતાવો આ સમે,
સાસાની વંશતણી કંઇ, નિશાની દેખાડો તમે. ૨૮૧
છે એકજ તે પ્રભુ, સદા કાયમ આ ઠામ,
દુનિયાના વારસા, યોગ્ય જે છે સુખધામ;[2]
તે પાખી[3] છે નાશવંત, આ સૌ સંસાર,
રહ્યા નથી અહિ કોઇ, નહિ રહેશે આ ઠાર;
શ્રીમંત, સંત, ધીમંત[4] નર, સર્વ મુસાફર છે અહીં,
સ્વામી[5] કે દાસ[6] તમામ જન, જનાર છે અંતે સહી. ૨૮૨

---

# પૂરવણી ( ઝમીમા )

## ૪ આશાને સંબોધન.

---

અરે નિરાશા[7]! ઓલવ તું આત્મા ન અમારો,
ઓ આશા! ચળકાટ, બતાવ હવે તું તારો;
ના ઉમેદ છે થયા, તેમને હિમ્મત આપ,
જાગૃત કરીને સદા, શિથિળતા[8] મનની કાપ;
આવેલા છે તારે બળે, જીવ સદા મડદાં વિષે,
ખેતિયો બળેલી છેક તેં, લીલીછંમ કરી દીસે. ૨૮૩

---

૧ ખાલ્ડિયાના વતની. એ પ્રાંતમાં અસલ બાબિલન નગર હતું ત્યાંના લોકો. ૨ સુખનું ઠેકાણું—ખુદા. ૨ વિના. ૩ બુદ્ધિવાન. ૪ માલિક. ૫ ગુલામ. ૬ નાઉમેદી. ૭ ઢીલાપણું.

પ્રલયકાળમાં[1] હતી, નૂહ[2] નબીની તું નાવ,
ઝુઝવતી યાકૂબ,[3] તણા મનના તું ઘાવ;
વિયોગમાં તું દાઝ, ઝલીખાની[4] ધરનાર,
યૂસફનાં કેદમાં, હતી તું દુખ હરનાર;
ઘેરો જ્યારે નાખ્યો હતો, દુખે તેમનાં પર છતો,
આધાર તેમને તે સમે, ખરો એક તારો હતો. ૨૮૪

તાર્યાં તેં બૂડતા, ઘણા જનને છે જાણ્યા,
અવનતિમાં[5] આવતા, ઘણા ઉન્નતિમાં[6] આણ્યા;
ભાગ્યાં મન કૈંક તેં, ફરી સંપૂર્ણ જમાવ્યાં,
અનેક ઊજડ થતાં, ઘરોને તેંજ વસાવ્યાં;
હલકી સ્થિતિમાંથી કૈંકને, આણ્યાં ઊંચી દશા વિષે,
અંધારામાં સુપ્રકાશ અહિં, ઘણો ખરો તારો દીસે. ૨૮૫

વૃદ્ધ જુવાનો તણી, સુદ્દઢ,[7] તારાથી હામ,
નાના મોટા તણી, તુંજ ધારિષ્ટ[8] તમામ;

---

૧ દુનિયાનો નાશ પામવાનો વખત. ૨ ઇ૦સ૦પૂ૦ ૨૩૪૮ માં વર્ષ ઉપર મહાજળપ્રલય થયો ત્યારે તેમાંથી બચવાને નૂહ પેગમ્બરે ઈશ્વરની આજ્ઞાથી એક નાવ બનાવી હતી એ પ્રસિદ્ધ છે. ૩ એ ઇબ્રાહિમ પેગમ્બરના પોત્ર. એમના પિતાનું નામ ઇસ્હાક પેગમ્બર હતું. ૪ એ બાઇ યૂસફ પેગમ્બરના ઉપર આશક થયેલી હતી અને અંતે ઘણા દિવસ વિયોગ રહ્યા પછી તે યૂસફની સાથે પરણી હતી, તે ઉપર ફારસીમાં એક વાર્તાનું પુસ્તક રચાયલું છે. અને તે ઘણું રસિક છે તેમનો ઇ૦સ૦ પૂ૦ ૧૬૩૫માં કાળ થયો. એ પેગમ્બરની વધારે હકીકત પાને ૫૪ ની ટીપમાં જોવી. ૫ પડતી હાલત. ૬ ચડતી સ્થિતિ. ૭ મજબૂત. ૮ હિંમત.

તારાપર જગતની, વ્યવસ્થાનો[1] આધાર,
તુજ સિવાય આ દૂકાનની શોભા ન લગાર;
તુંજથી હરેક મજલ વિષે, છે દોડાદોડી નકી,
પ્રત્યેક કાફલામાં દીસે, હાલોચાલો તુજથકી. ૨૮૬

તું ખેડૂતો કને, જમીન ઉજડ વવરાવે,
વમળમાંથી વહાણને, હમેશ પસાર કરાવે;
દારાપર તું સૈન્ય, સિકંદરતણું ચઢાવે,
જુહાક[2] સાથે ફરેદૂનને[3] તુંજ લઢાવે;
જે ગમ લગામ તેં ફેરવી, સર્વ જનો ચાલ્યા તહીં,
તારી સીટીપર નજર છે, સર્વ કાફલાની અહીં. ૨૮૭

ઘણાક લાચાર પર, થઈ તું કરૂણાવાન,[4]
અનેક ભિક્ષુકને, કર્યા છે તેં શ્રીમાન;
હતા છેક બળહિન,[5] તેમને તેં બળ આપ્યું,
નાવિકને[6] પવનનો, અધીપ[7] કરી દુખ કાપ્યું;
કૈસરની[8] મહા પઢી દીધી, તેંજ સિકંદરને અહીં,
કોલમ્બસને[9] દુનિયા નવી, ભાવે તેં બક્ષી સહી. ૨૮૮

---

૧ બંદોબસ્ત. ૨ એ ઈરાનનો એક જુલમી અને જોરાવર બાદશાહ હતો. જમશેદની પછી તે ગાદીપતિ થયો તેને મારીને ફરેદૂને ઈરાનનું રાજ લઈ લીધું. ૩ એ ઈરાનનો બાદશાહ હતો. ૪ દયાળુ. ૫ કમજોર. ૬ નાવ ચલાવનાર. ૭ ઉપરી. ૮ શહેનશાહ. ૯ એ ઈટાલીના જીનોઆનો વહાણવટી હતો. એણે સ્પેનના રાજાની મદદથી ઈ. સ. ૧૪૯૨ માં અનેક સંકટો વેઠીને અમેરિકા ખંડ શોધી કાઢ્યો.

કશોય જે પંખીયો, કને નહિં સરસામાન,
હૌસે કોઈ ચીજ કે. ન ભાથાનું અભિધાન;[1]
પંથ સહેલથી ટૂંકો, થવા સાથી નહિં છેક,
સુણે દર્દ દિલનાં, મિત્ર એવો નહિં એક;
તે તારા બળ ઉપર સદા, બહુ મકલાતા જાય છે,
પછી જઈ ખજાનો કોઇ તે, મેળવી અતિ હરખાય છે. ૨૮૯

જયારે ખેડૂ થાય, ખેતી કરવા તૈયાર,
જયારે રૂતુના દુઃખ, તણો વ્હેમે ન લગાર;
મહેનતમાં દિનરાત, લગાડે છે મન ખાંતે,
ઘણાક મહિના લગી, ન જે ઊંઘે નીરાંતે;
ઊછળતા હોય ન જે કદી, તારા તરંગ મન વિષે,
તો શોર મચી રહે ભૂખનો, સૌ દુનિયામાં દિનનિશે. ૨૯૦

જો એથીએ વિશેષ, અમારાપર બની આવે,
હરેક ડગલે ભેટી, આફતો અધિક સતાવે;
શોકતણા પહાડપર, એક જો ચઢે વધારે,
થવાનું જે કૈં હોય, ભલે તે થાય અત્યારે;
પણ વધારૂં છું તું જયાં લગી, મન અમારૂં આગળ અહીં,
છે સુવાસ તારો મગજમાં, ત્યાં લગી ફિકર કશી નહીં. ૨૯૧

વાત ખરી કે સ્થિતિ, બુરી દેખાય અમારી,
છે ગફલત જેમની, તેમ ભાઇયોની ભારી;
કોમતણું અજ્ઞાન, માર્ગ હજી તેજ બતાવે,

---

૧ નામ.

ભૂંડી ધર્માન્ધતા, સંપનો ઘાત[1] કરાવે;
પણ હે ઉમેદ ! અમને ખરો, એક તુજ આધાર છે,
કે પ્રકાશ સૌ તારો સદા, આ દુનિયા મોઝાર છે. ૨૯૨

## ૫. પડતી હાલતમાંથી નીકળવાને મુસલમાનોમાં જણાતાં આશાજનક સુચિહ્ન.

### ૧ તેમનામાં બાકી રહેલી કેટલીક ઊંચી ભાવનાઓ.

જો કે નથી કોમમાં, જીવ કૈં આ અવસરમાં,
ક્યાં તે ઇસ્લામનું, માન દેખાય જીગરમાં;[2]
તે પછી તે સૈન્યતણાં, સાહિત્ય[3] ન છેક,
પણ એવી સ્થિતિમાંય, એક બાકી છે ટેક;
તેમના બગડવાનો સમય, જો કે છે આવી ગયો,
તોય તે બગડવામાં જુઓ, એક ભાવ ભીતર રહ્યો. ૨૯૩
એવા ઘણા જણાય, લાજ બાકી છે જેમાં,
બહાદુરી નથી તોય; શેલ હુરમત[4] છે એમાં;
ફકીરીમાંય સુવાસ, લવંગરીનો[5] દેખાય,
ખાલી હાથ છે તોય, હજી મરૂવત[6] જણાય;
દુર્દશા વિષે પણ તેમને, [7]પૂર્વસ્થિતિનું ભાન છે,
ઓલાઈ ગયો છે અગ્નિ પણ, હજીએ ગરમ મકાન છે. ૨૯૪

---

૧ ખૂન. ૨ અંતઃકરણ. ૩ સાધન. ૪ લાજ. ૫ શ્રીમંતાઈ. ૬ શરમ. ૭ પહેલાંની હાલત.

આબરૂને ધનથકી, હમેશ ગણે છે પ્યારી,
કલંકની લક્ષ્મિથી,[1] ફકીરી સમજે સારી;
કામળી સંતોષની, રૂડી, દોલતથી જાણે,
બોજો ઉપકારનો, મરણ જેવો ઉર આણે;
બારણે બારણે તેમનું, શીશ[2] ન નમનારૂં કદા,
ખુદ કમી દરજામાં દીસે, પણ દૃષ્ટી ઊંચી સદા. ૨૯૫

---

## ૨ એક જુવાન રોગીની સાથે અવનતિ પામેલી કોમની સરખામણી.

---

તે રોગી તરૂણ[3] સમ, દૃષ્ટિએ કોમ જણાય,
નિરાશ જે જીવથી, અશક્તપણે દેખાય;
પથારીમાં ફેરવે, પાસું કે ફરે ન ઘરમાં,
મરવાનાં સૌ ચિહ્ન, દીસે પ્રતિદિન નજરમાં;
વ્યાધિ તેના જૂના બધા, નજર થકી દેખાય છે,
પરખતાં ન તેનો કોઈ પણ, અસાધ્ય[4] રોગ જણાય છે. ૨૯૬
સાબિત છે ઇન્દ્રિયો, શુદ્ધિ[5] ઠેકાણે તેની,
ખાનપાનની રૂચી,[6] હજી કાયમ છે એની;
નેત્ર, કાન, મન, મગજ, સલામત[7] છે સૌ જેનાં,
સમજણ જુસ્સો ઉભય, જુવાન સમાન મઝેનાં;
તેનો સંપૂર્ણ વિચાર જો, કરે કોઈ મનમાં કદા,

---

૧ દોલત. ૨ માથું. ૩ જુવાન. ૪ મટે નહિ એવો. ૫ ભાન. ૬ ઇચ્છા. ૭ સાજાંતાજાં.

તો અજબ નથી કે થાય તે, જીવતાંમાં શામિલ સદા. ૨૯૭
રોગીનો જાહેર, સર્વને છે એહવાલ,
કે તેમાંનું દીવેલ, બળી ચૂકયું છે હાલ;
માફક ઓસડ કે ન, કોઇ ખોરાક દીસે છે,
દુર્બળતા દેહમાં, અશક્તિ અંગ વિષે છે;
પણ હજુ વધારે આ દીવો, ઝાંખો થતો જણાય છે,
ઓલાઇ ગએલો સર્વને, જો કે અહિં દેખાય છે. ૨૯૮

## ૩ મુસલમાનોમાં કોઈ કોઇ વીર પુરૂષો પણ જોવામાં આવે છે.

જો કે છે કોમમાં, માણુસોનો દુષ્કાળ,
પણ તેમાં નથી સર્વ, એક સરખા નિર્માલ્ય;
દીસે ઘણા દીકરા, દીકરીના અંબાર,[1]
પણ તેમાં રત્નના, છુપા કડકા કૈં ઠાર;
કૈં પથ્થરના કંકર વિષે, છાનાં મુક્તાફળ દીસે,
કૈં રજકણ[2] મિશ્ર[3] જણાય છે, સુવર્ણના[4] રેતી વિષે. ૨૯૯
દુઃખ રહિત કૈંક તો, દાઝ કૈં છે ધરનાર,
સ્નેહ રહિત[5] કૈંક તો, સ્નેહ કૈં છે કરનાર;
ઘણાક ગાફલ વિષે, સાવધાનોય કળાય,
મદિરાની[6] હાટમાં, કૈંક જાગૃત જણાય;

---

૧ ઢગલો. ૨ ઝીણી રજો. ૩ મળેલા. ૪ સોનું. ૫ વગરના. ૬ કલાલની દુકાન.

પોતાની જ્ઞાતથી ઘણા, જૂદા જન પણ છે અહીં,
ઉદ્યોગ વગરનામાં દીસે, ઉદ્યમવાળા પણ સહી. ૩૦૦
જો ચાહે તો એજ, સર્વની બદલે કાયા,
છે મુલકોને અહીં, ચોક એકેજ જગાડ્યા;
કૈંક કાફલા દીસે, એકલાએ ઊગાર્યા,
કોઈ ઠામ હોડીએ, કૈંક વહાણોને તાર્યા;
એમજ દુનિયાનું કામ અહિં, ચાલી રહ્યું સદાય છે,
દીપકથી દીપક એ રીતે, બળતો રહ્યો જણાય છે. ૩૦૧

---

## ૪ કોમના હિતચિન્તકો ઉપર પ્રીતિ રાખનારા ઇ-સ્લામીઓ પણ કોમમાં છે.

---

સાચું છે કે અમો, વિષે બહુ છે નાહાન,
છે ન જેમને પક્ષપાત,[1] પાખી કૈં ભાન;
દુનિયામાં તેમની, આબરૂને જે ચ્હાય,
ઝપાઝપી તે કરે, તેમની સાથ સહાય;
એવાય નીપજતા જાય છે, જો ચિતથી જોઇએ કદા,
કે શુભેચ્છકો[2] ઉપર પૂરા, મોહિત છે મનથી સદા. ૩૦૨
કોઈ શુભેચ્છા[3] વિષે, બરોબરીયે છે તેનો,
કોઈ મદદગાર છે, હાથ પગથી નિત એનો;
કરે કોઈ તેમના, સદા ભાવે ગુણગાન,
ધરે કોઈ તેમના, પ્રેમનું મનમાં ધ્યાન;

---

૧ તરફદારી. ૨ ભલું ઇચ્છનાર. ૩ સારી ઇચ્છા.

ગુણ કથન તેમના સાંભળે, ઘણાક પોતે ચૂપ રહી,
માથું નિજનું મૂંગા મૂંગા, ઘણાક ધૂણાવે અહીં. ૩૦૩

## ૫ લાંબા વખત સુધી સ્થિર રહી ગતિમાન થતા દરિયાના પાણીની સાથે હાલની મુસલમાન કોમનો મુકાબલો.

ઘણાક દિનથી હતું, વારિ[1] દરિયાનું સ્થીર,[2]
નિશાનોં મોજાં તણી, હતી જેમાં ન લગીર;
હતી ફેરફારીંથી, તેનીં હાલત બગડેલી,
કટુ[3] હતો સ્વાદ તો, વાસ દુર્ગંધ ભરેલી;
જતું રહ્યું હતું એવું વહન,[4] તે પાણીમાંથી નકી,
કે તેને કહી શકતા હતા, પાણી મુશ્કેલી થકી. ૩૦૪

પણ તેમાં ગતિ કૈંક, પડે નજરે આ કાળ,
હલાવવા લાગીં છે, સમુદ્ર–કિનારા હાલ;
ઊઠી રહ્યા બુદબુદા,[5] પવનથી કૈં ચોપાસ,
જવા લાગીં છે હવે, વારિમાંથી દુર્વાસ;[6]
આ ફેરફાર અણુચિન્તવ્યો,[7] હોય થયેલો જો નહીં,
તો બસ બાકી છે ચાલવાં, દરિયામાં મોજાં સહી. ૩૦૫

૧ પાણી. ૨ હાલેચાલે નહિ એવું. ૩ કડવું. ૪ પ્રવાહનું ચાલવું. ૫ પરપોટા. ૬ નઠારી વાસ. ૭ એકાએક.

## ૬ કોમનું પોતાની દશા સુધારવા તરફ જણાતું વલણ.

મુસીબતોએ કૈંક, તેમને છે ખિવરાવ્યા,
વિપત્તિયોએ કૈંક, તેમને હાથ બતાવ્યા;
જરૂરીયાતે કૈંક, તેમને માર્ગ સુજાડયા,
શોર ઝમાને કરી, તેમને કૈંક જગાડયા;
હાથ પગ જરાક હલાવવા, લાગ્યા છે હમણા અહીં,
ડીલિબલાટ કંઇ તે ઊંઘમાં, કરવા લાગ્યા છે સહી. ૩૦૬
ખરા માર્ગપર તેઓ, આવતા કૈંક જણાય,
નિજની મોટાઈથી, ઘણા શરમાતા જાય;
પોતાના ગર્વથી, અધિક પસ્તાવો થાય,
કૈં કૈં નિજના ભેદ, હવે મનમાં સમજાય;
મોટાઈ તણા દાવાથકી, ફરવા લાગ્યા છે જેઓ,
ખુદ પોતાની નજરો થકી, પડવા લાગ્યા છે તેઓ. ૩૦૭
ચઢતીના ઘાટપર, ન તે જો કે હજી આવે,
નવી વાત સાંભળી, ભવાં ને નાક ચઢાવે;
દેખી નવો પ્રકાશ, તરત ચોરે છે નેણ,
તોપણ કહેતા જાય, વદનથી એવાં વેણ;
કે આ દુનિયા જો કે જરા, રહેવા યોગ્ય ન છે, કદા,
તોપણ તેમાં આવી રીતે, મુશ્કિલ છે રહેવું સદા. ૩૦૮
ઘસે ઘણા તે હવે, દુર્દશા ઉપર હાથ,
પિગળે એ દાહથી,[1] તેમના દિલ દિનરાત;

---

૧ બળતરો.

અંતરમાંથી કૈંક, ધૂમ્ર[1] નીકળે અત્યારે,
છાતીપર આડિયાં, જેમ ચાલે આ વારે;
તે ગફલતની રાતો હવે, જવાની તૈયારી દીસે,
ઊતરવામાં છે તે નિશો, હતો ચઢ્યો રજની વિષે. ૩૦૯
જો કે ઇસ્લામનું, તેમને દર્દ ન લેશ,
કરે ન હિત કોમનું, તેમને દિલે પ્રવેશ;[2]
નહિં આદિ અંતની, તેમને ફિકર લગાર,
છે સરખાં અંતરે, તેમને સાંજ સવાર;
પણ કોઇ મુસીબત કોમની, કાને પડતાં તેમને,
કાંઇને કાંઇ આવી અડે, લહેર શોકની એમને. ૩૧૦
પોતાનાં વેરથી, ખરાબ થયેલા છેજ,
ઝગડી માંહોમાંહ્ય, થયા નિર્બળ નિસ્તેજ;
ઘાયલ મન ખુદના, પ્રહારોથીજ[3] દીસે છે,
પરંતુ મત તેમનો, એક આ વાત વિષે છે;
કે પાયમાલ અમને અહીં, કર્યા કુસંપે આ સમે,
દુખ દરિયામાં ડૂબ્યા છીએ, એજ ભરતીઓટે અમે. ૩૧૧
છે થોડા મતિવાન, અમારામાં આ વારે,
તપાસ્યો છે જેમણે, હકીકત નિજની જ્યારે;
પોતાની અવનતિ, જાણી લીધી આજે છે,
કે હમણા ક્યાં અમે, ઝમાનો ક્યાં રાજે છે;
પણ એવું તો સૌને મુખે, ખચીત કરી સંભળાય છે,
કે દશા અમારી આ સમે, ભૂંડી ઘણી જણાય છે. ૩૧૨

૧ ધુમાડો. ૨ પેસવું. ૩ ફટકો–ઘા.

છે જો કે સૌ ધર્મકર્મમાં, શિથિળ[1] પડેલા,
જાહૅર પ્રતિબંધ[2] કે, ગુપ્તવિધિમાં[3] ન અડેલા;
મશીદોથી વેગળા, રમતમાં શામિલ તેવા,
દીસે ન પણ તે વિષે, ભ્રષ્ટ બગડેલા એવા;
કે હુમલા હરેક બાજુથી, થાય ધર્મ ઉપર અહીં,
તે દેખી જૂના માર્ગથી, ખશી જાય તે જન કહીં. ૩૧૩

જો કે ખુદની કદર, અને કિમ્મત છે ખોઈ,
પણ મોટાની વડાઈપર વૃત્તિ[4] છે મોહી;
જો કે ગુણ તેમનો, ન પ્રાપ્ત[5] કરેલો દીસે,
પણ તેમની ખૂબિયો, ઉપર કુર્બાન અતિશે;
તેમના વિષે કંઈ શ્રેષ્ઠતા, હવે નથી બાકી રહી,
પણ સર્વ કંઇ સ્વપ્ના વિષે, દેખી લે છે તે અહીં. ૩૧૪

પાછળ ફરીને જુએ, જરા તે મનથી જ્યારે,
નિજના માતા પિતા, તણું કુળ દેખે ત્યારે;
વિદ્યા ને સભ્યતા,[6] પૂર્વજોનાં પેખે છે,
માન પ્રતિષ્ઠા પૂરાં, તેમનાં તે દેખે છે;
તો કદી તેઓ મહા ગર્વથી, માથું ઊંચું કરે અહીં,
કદી શીશ નમાવે છે તેઓ, લજ્જા પામીને સહી. ૩૧૫

જો મિત્રોમાં હોય, કાંઈ પણ હિમ્મત આજે,
તો લજ્જા ને ગર્વ, તેમનામાં જે રાજે;
એજ શુભ શુકનને, મહાન ભવિષ્ય જણાવે,

---
૧ નરમ. ૨ અટકાવ. ૩ છૂપી ક્રિયા. ૪ ઇચ્છા. ૫ મેળવેલો. ૬ વિવેક.

હુરમતની વાસના,[1] કંઇક તેનાથી આવે;
મોટાઓની મોટાઇને, ગુમાવી બેઠા આખરે,
જેમણે વડાઓની બધી, વડાઈ ભૂલાવી ખરે. ૩૧૬
ગુસ્સાથી કેદમાં, કરે છે જે ફરિયાદ,
માળાને અહિં તેજ, સહાય કરે આબાદ;
પિંજરમાંથી છૂટા, થાય તે કરી બકોર,
કે જેને યાદ છે, બાગની ખુશ્બોના ઘોર;
પાંજરા વિષેજ કહાય તે, ગુમાવી હે જીવતર ખરે,
કે પડયાં વિસારે જેમને, ખુલ્લાં મેદાનો ખરે. ૩૧૭

---

## ૭ પોતાની સ્થિતિ સુધારવાને પ્રથમ પોતાની ભૂત, ભવિષ્યની હકીકતની માહિતીની જરૂર.

---

હોઇએ ઉન્નતિ વિષે, કિંવા[2] હોઇએ અવનતિમાં,
નિર્બળ કે બળવાન, કમતી કે વૃદ્ધિ છતીમાં;
કીર્તિ વિભૂષિત[3] કિંવાં, પ્રતિષ્ઠાહિન ગણાઇએ,
ઊંચી પંક્તિમાં[4] કિંવાં, નીચી પંક્તિમાં જણાઇએ;
ગોદડી વિષે કે શાલમાં, વિંટાયલા હોઇએ સહી,
કોઇ પણ સ્થિતિ કે રંગમાં, હોઇએ ભલે અમે અહીં. ૩૧૮
નિજની હકીકતનું જો, હોય પોતાને જ્ઞાન,
કે ખોયાં આગલાં, કેમ મોટાઈ માન;

---

૧ સુવાસ. ૨ અથવા. ૩ શણગાર પામેલા. ૪ દરજ્જે.

જો અસ્તોદયતણો,[1] હોય સંબંધ[2] નજરમાં,
લઈએ હાલત ભૂત, ભવિષ્ય તણી અંતરમાં;
તો સમજો કે બેડો હવે, પાર અમારો છે અહીં,
કાંઠો વારિના વ્હોહથી,[3] ઝાઝો દૂર દીસે નહીં. ૩૧૯

---

## ૮ કોઇ પણ પ્રજાના ઉદયની નિશાનીયો વિષે તુગરલ બાદશાહ અને તેના પાટવી અલપઅર્સલાન વચ્ચે થયેલી વાતચીત.

---

અલપઅર્સલાનને, તુગરલે[4] પૂછ્યું આમ,
કે પામી કંઈ પ્રજા, શ્રેષ્ઠ પદ્વી આ ઠામ;
નિશાનીયો તેમના, [5]ઉદયકેરી શી રાજે?
કહેવું સુભાગ્યવાન, તેમને ક્યારે છાજે?
કહ્યું કે "રીદ્ધિ[6] ને મુલક જો, હોય તેમના હાથમાં,
તૈયાર હોય વળી જ્યાં લગી, દુનિયા તેના સાથમાં. ૩૨૦
આવે ઉજળે મુખે, તેઓ જ્યાં વિચરે ત્યાંથી,
લગામ જ્યાં ફેરવે, ફતેહ બને ત્યાં સાથી;
બગડે નહિં તેમનાં, સુધારેલાં કદી કામ,
ઉખડે ત્યાંથી પગ ન, જમાવે તે જે ઠામ;

---

૧ ચઢતી અને પડતી. ૨ નિસ્બત. ૩ વહેણ. ૪ એ તાતારના સલજુક લોકોનો એક બાદશાહ હતો. તેણે મૂવા પછી પોતાના ભત્રીજા અલપઅર્સલાનને પોતાની ગાદીનો વારસ ઠરાવ્યો હતો. તેની રાજધાની ખુરસ્હાનમાં હતી. તે ઇ. સ. ૧૦૬૩ માં મૂઓ. ૫ ચઢતી. ૬ દોલત.

ત્રાંબાને હાથ લગાડતાં, થાય કીમિયો જો ચહે,
ખાખમાં હાથ નાંખે કદી, તો સોનું બનતું રહે." ૩૨૧

વાતો આ પાટવીકુંવરની સાંભળી જ્યારે,
હરયો પછી તે સુજ્ઞ,[1] દિર્ઘદ્રષ્ટિનો[2] ત્યારે;
કહ્યું "પ્રાણ પ્રિય! ખરી, જેવી આ ગપ દેખાય,
પણ સુભાગ્યની શરત, કદી પણ તે ન ગણાય;
દુખ સહન સહાય કર્યા વિના, ખચીત છૂટકો છે નહીં,
ઉન્નતિ થાય કે અવનતિ, ઇલાજ તેનો છે કહીં. ૩૨૨

કદી તો મિજલસ ફિદા, કદી નારાજ જણાય,
કપરી મજલો કદી, કદી સહેલી દેખાય;
કાળચક્રથી કઠણ, દીસે બચવું આ ઠામ,
કુશળ પુરુષ કે કીર્તિવાન પણ લે ન વિરામ;
ચાબુકસવાર મેં નજરથી, ઘેરાતાં નિરખ્યા સહી,
ચાલાક સવારો પણ સદા, પડતાં બહુ જોયા અહીં. ૩૨૩

દીસે અહીં જ્યાં લાભ, ખોટ પણ ત્યાં દેખાય,
અજવાળું જ્યાં હોય, ધુમાડો પણ ત્યાં થાય;
આ દુનિયા નરક છે, સ્વર્ગ પણ એજ દીસે છે,
વસંત પછી પાનખર, ઋતુ પણ બાગ વિષે છે;
ઊજળા બને અહિં જે જનો, તે મેલા પણ થાય છે,
ઝળકી ઊઠે છે તે કદી, ઝાંખા પણ દેખાય છે. ૩૨૪

---

૧ સારો જ્ઞાની. ૨ લાંબી નજર.

દુર્બળ કે બળવાન, આર્મની[1] કિંવા ઇરાકી,[2]
રગડો પ્યાલા તણો, ચખાડે સૌને સાકી;[3]
પણ સુભાગ્યનો જરા, અંશ[4] પણ શેષ દીસે જ,
તો કટુતા તેમની, અચાનકની[5] આ છેજ;
આફતો વિષે ઘેરાઈને, તેઓ નીકળી જાય છે,
ડગમગી જરાક પછી જેઓ, ધૈર્ય ધરી સ્થિર થાય છે. ૩૨૫

ચમત્કારી[6] નભતણા,[7] ખેલથી ચકિત[8] ન થાય,
શોધી લે પ્રત્યેક, વ્યાધિનો સદ્ય[9] ઉપાય;
સંકટથી નુકસાન, વેઠવું પડે ન લેશ,
ચોંકી ઊઠે જોઈને, ભયાનક[10] સ્વપ્ન વિશેષ;
ઠંડા પડીને બહુ જોરથી, બળવા લાગે છે જેઓ,
કજળાઈ જઈ પહેલાંથી પણ, વિશેષ ભભકે છે તેઓ. ૩૨૬

સાંચામાં આકાર, પકડવા પિગળે એ છે,
ઊછળવાને કાજ, સદા ડૂબકી મારે છે;
શ્વાસ ખાઈ ચાલવા, જરા ઊભા રહી જાય,
સાવધ પૂરા થવા, માર્ગમાં ઠોકર ખાય;
વ્યાધિ થયાની પહેલાં તેઓ, કારણ સમજી જાય છે,
ગૂંચાઈ જતાં અન્તર સદા, જાગૃત મનથી થાય છે. ૩૨૭

જરૂર નથી એવી કે, હરેક બને અધિકારી,
ભલે પ્રજા હોય કે, રાજ્યકર્તા અસિધારી;[11]

---

૧ તુર્કસ્તાનના આર્મિનિયા પ્રાંતના લોકો. ૨ તુર્કસ્તાનના સીરિયા પ્રાંતના લોકો. ૩ પ્યાલો પાનાર. ૪ ભાગ. ૫ અણચિન્તવી. ૬ નવાઈ જેવો. ૭ આકાશ. ૮ અજબ. ૯ તરત. ૧૦ ભયંકર. ૧૧ તરવાર.

ઝુઝાર,[1] વેપારી કે, હોય નૌકાધિપ[2] કોય,
હોય કાંઈ પણ પરંતુ, નિજથી વાકિફ હોય;
કે અમે શું છીએ, ક્યાં છીએ, કોણ છીએ સામ્પ્રત સમે,[3]
કંઇ વધ્યા, ઘટયા, ભારે થયા, કે હલકા દીસીએ અમે. ૩૨૮

કૈંક સમય પછી હોશ, તેમને આવે જ્યારે,
રડી નિજના ભાગ્યને, રહે ના બેશી ત્યારે;
મળી સર્વ એકઠા, કરે કોશિશ આ ઠામ,
નામોશીનો ડાઘ, ચાળથી ધુવે તમામ;
જો હોય ઊડવાની નહીં, શક્તિ ગગનલગી કદા,
તો પ્હોંચ હોય નિજ જ્યાંલગી, ત્યાં સુધી ઊડે સદા.” ૩૨૯

આવ્યો છે તે સમય, અમારાપર અત્યારે,
સૂતા ઊઠ્યા છીએ, ચઢાવી દિવસ વધારે;
રસ્તો પૂરો કર્યો, લગામ ઉપાડી સ્વારે,
જઈ પહોંચ્યા કાફલા, ઊતારાપર આ વારે;
પડતાં આખડતાં જો હવે, ગયા કદાપી ત્યાં અમે,
તો ઊતારાપર પહોંચીએ, વારૂ કહો કયે સમે ? ૩૩૦



૧ લડવૈયો. ૨ વહાણનો ઉપરી. ૩ આવતો વખત.

## ૬. મુસલમાનોની હાલની સ્થિતિ સુધારવાના ઉપાય.

### ૧ બેશી રહેવાથી કાંઇ પણ કરવું તે સારૂં છે.

બેશી રહ્યાથી ભલું, ચાલવું છે અહિં ચાલુ,
કે હિમ્મતવાનનો, સહાયક દીનદયાળુ;[1]
જો ન થયું ચાલવું, પ્રાપ્ત ટાઢી છાયામાં,
તો પહોંચીશું અમે, સહી તડકો કાયામાં;
અહિં આકસ્મીક છે સર્વ આ, સુખ દુખ મનમાં જાણજો,
છે સમય ચાલવાનો હજુ, બાકી તે ઉર આણજો. ૩૩૧

તેજ થયું કાંઈ કે, કર્યું છે અહિં કૈં જેણે,
જો લીધું ફળ કદી, લીધું બી વાવી તેણે;
કરો કૈંક કામ કે, કીમિયો સૌ તેમાં છે,
કહેવત છે કે કરનારની બધી વિદ્યા છે,
સૂઇ સૂઇને જે અમસ્તો, વખત ગુમાવે છે અહીં,
તે હાર ખાય છે કાચબા, ને સસલા પેઠે સહી. ૩૩૨

### ૨ દુનિયામાં બધો ચળકાટ મહેનતનો દેખાય છે.

દુનિયામાં આ બધી, વૃદ્ધિ મહેનતની દીસે,
જ્યાં જોઇએ ત્યાં જારી એની બક્ષીસ અતિશે;
પ્રભૂ પ્રસાદી[2] તણી, એજ કુંચી હિતકારી,
ઈજ્જત અટકી રહી, દીસે એથીજ તમારી;

---

[1] ગરીબ ઉપર દયા રાખનાર પરમેશ્વર. [2] ઈશ્વરનો પ્રસાદ.

એના ઉપર કોમો તણી, સર્વ આબરૂ છે રહી,
મગરૂર છીએ એનાવડે, હું ને તું સર્વે અહીં. ૩૩૩

પચરંગી પુષ્પના, સુજોબન[1]તણો ઉઠાવ,
વિચિત્ર[2] વેલાતણા, આમળાનો દેખાવ;
સરો આદિ વૃક્ષનાં, દીસે કદ[3] મન હરનાર,[4]
લાલા સેવતીતણા, કુસુમ રંજન કરનાર;

એ ગરીબના શ્રમનાજ સૌ, સુગંધ, રંગ સ્વરૂપ છે,
જે મજૂરો તણા લોહીથી, ખીલી રહ્યાં અનૂપ છે. ૩૩૪

હાલોચાલો કરત, પૂર્વના લોક ન જ્યારે,
તો ડા'પણ ફેલાત, નહીં દુનિયામાં ત્યારે;
સદ્વર્ત્તનના નિયમ, રૂડા શોધી ન કઢાત,
સત્ય ન વસ્તી વિષે, સર્વ બાજુ ફેલાત;

આ સર્વ તત્વ સંસારમાં, પ્રસિદ્ધ થાત જરા નહીં,
પ્રભુની કુદરતના ભેદ સૌ, હોત છુપા છેકજ અહીં. ૩૩૫

ધર્મશાસ્ત્રનો આજ, સિતારો તેજ ન થાત,
ધર્મજ્ઞાનની નિશાની, જાહેરમાં ન જણાત;
અધર્મથી જૂદું ન થાત, શ્રદ્ધાનું તેજ,
પાઠ પઢાત કુરાન, તણો ન મશીદ વિષેજ;

ના થાત ભક્તિસ્થાનો વિષે, સ્તુતિ જગતકરતારની,
ના પોકારાત મશીદમાં, બાંગ બુલંદ[5] ઉચ્ચારની.[6] ૩૩૬

---

૧ જુવાની. ૨ નવાઈ જેવા. ૩ ઊંચાઈ. ૪ ખેંચનાર. ૫ ઊંચો. ૬ અવાજ.

મળતી નથી દુનિયાજ, માત્ર મહેનતને દ્વારે,
પણ નિયમો ધર્મનાય, છે એને આધારે;
હોય ન જેને ક્ષણિક,[1] જગતકેરી દરકાર,
તો તે ભાગ્યું કરે, બીજા ભવનું તૈયાર;
હાલોચાલો કરતા નથી, દુનિયા માટે જો તમે,
તો ઊઠી હવે સદ્ધર્મની, ખબર તમે લ્યો આ સમે. ૩૩૭

## ૩ દુનિયામાં આળસુ ને ઉદ્યોગી એવા બે પ્રકારના માણસો જોવામાં આવે છે.

બે પ્રકારના મનુષ, સદા દેખાય જગતમાં,
જોતાં સ્થિતિ તેમની, જણાય તફાવત છતમાં;
તેમાં કોઈ પંડ, પોષી ચાહે આરામ,
સંભાળે દેહ ને, પથારી આઠે જામ;
આપે ન ધ્યાન ઉદ્યોગપર, કે ના કુદરતને ગણે,
રસ્તામાં દેખી તણખલું, રોકનાર તેને ભણે. ૩૩૮

## ૪ આળસુઓના વિચાર અને તેમનું વર્તન.

જો છે ધનવાન તો, નકામા સર્વ જણાય,
અપંગ બીમાર[2] ને, રોગી જેવા દેખાય;

૧ લગારવારમાં નાશ પામનાર. ૨ માંદા.

તે સૌને છે કર્યા, મોજશોખે લાચાર,
પંડ પોષવા વિષે, ફસાયા છે આ ઠાર;
હોવું નાહોવું તેમનું, સરખું છે સર્વે સહી,
જાગવું ન બહેતર તેમનું, કે ઊંઘી રહેવું અહીં. ૩૩૯
જો છે તેઓ દરિદ્રી દશામાં ને લાચાર,
તો મહેનતથી જીવ, સદા ચોરે નિર્ધાર;[1]
નશીબને તે ઘણો-ખરો આપે છે દોષ,[2]
પણ ન હલાવે હાથ, પગો આણીને હોશ;
જો ભીખ કર્મસંજોગથી,[3] મળી જાય કહીં એમને,
તો બહેતર છે સોવાર તે, મહેનત કરતાં તેમને. ૩૪૦
વળી જેઓ ધનવાન નથી કે નથીં લાચાર,
તે પશુ સમ તે પરજ, રહે સંતોષી અપાર;
કે, મળતો રહે પેટ, ભરીને ભક્ષ હમેશ,
તો તેથી ડગલુંય, ભરે આગળ ન વિશેષ;
છે એવા જન મનુષત્વના,[4] શૃંગાર[5] રહિત સદા અહીં,
શક્તિયો સર્વ અહિં તેમની, મિથ્યા છેક થઈ ગઈ. ૩૪૧
હિમ્મત નથીં કે મહેનતના સંકટો ઉઠાવે,
છે ન શૌર્ય કે આફત સાથે જંગ[6] મચાવે;
લાજ નથી કે કલંકથી બાજુને બચાવે,
લે ન શિખામણ કે જણાય દુનિયાના ભાવે;[7]
ના કાલે ફિકર હતી જરા, કે આના ફળ શું થશે,
ચિન્તા ન આજ દેખાય કે, કાલે કેમ બની જશે. ૩૪૨

---

૧ નક્કી. ૨ વાંક. ૩ કર્મની ગતિ. ૪ માણસપણું. ૫ શણગાર. ૬ લડાઈ. ૭ હાવભાવ પણ.

મહેનત કૃષિકર્મમાં, તેઓ કરતા ન જણાય,
હળ ખેડે ક્ષેત્રમાં,[1] ન કે તેમાં જળ પાય;
કરે તેમને શિરે, નિરાશા બોજો જ્યારે,
માને છે અવકૃપા,[2] તેઓ ઈશ્વરની ત્યારે;
કૈં કામ તેઓ તદબીરથી, લેતા નથી કદી અહીં,
લડતા રહે છે તકદીરથી, સદાય આળસમાં રહી. ૩૪૩
કહે છે કદીં કે " તુચ્છ, સર્વ આ છે સામાન,
કે ખુદ જીવતર કોઈ, દિવસનું છે મહેમાન;
આ સૌ ઊંચા મહેલ, ધર્યા રહેશે આ ઠામ,
રહેવાના નથી કાંઇ, હુકમ અધિકાર તમામ;
જો અમે ઉન્નતિ પણ કરી, તો શો લાભ ગયા રળી ?
આ બાજી જો જીતી લીધી, તો શી લાણુ કહો મળી ? ૩૪૪
મહેનતમાં આ રાત્રિ, દિવસ જે છે તૈયાર,
સંકટને શ્રમ તણો, વહે છે જે નિત ભાર:
વધવા ઉન્નતિ વિષે, સદા જે છે આતુર,[3]
ભૂલ્યા તે દેખાવ, જગતનો જોઇ જરૂર;
નિજના શ્રમમાંથી એમને, સાથે કંઈ લેવું નથી,
દેખાડે છે તે ઘર તેઓ, કે જેમાં રહેવું નથી." ૩૪૫
નાખે છે કદીં મનુષ્યની મતિને ધિક્કારી,
કે, " છે ગર્વિષ્ઠને,[4] ટૂંકી દૃષ્ટિની ભારી;
જાણે તે યુક્તિયો, શીખવે છે સૌ એવી,
કે ઉઘડેલો હોય, ભેદ દુનિયાનો તેવી;

---

૧ ખેતર. ૨ ગેરમહેરબાની. ૩ હોંસિલા. ૪ અભિમાની.

પણ મનસૂબા તેના બધા, કાચા છે તે જાણજો,
છે અહિંના તેના કામ સૌ; અપૂર્ણ[1] તે ઉર આણજો. ૩૪૬
સુખના સબબોતણી, ખબર તેને ન લગાર,
દોલતના ચિહ્નથી, નહીં જે વાકિફગાર;
લાન્છન કે આબરૂ, તણું એને નહિં ભાન,
દીસે ન સુખ દુઃખનું, જરા પણ જેને જ્ઞાન;
ના જાણીતોં કે હયાતીં શી, વસ્તુ છે પોતે સહી,
ના માહીતોં કે હયાતીની, શી મતલબ દીસે અહિં." ૩૪૭
કહે છે કહીં કે "ઝેર, હળાહળ છે ધનમાલ,
સંકટ શ્રમ વેઠીએ, શિરે જે માટે હાલ;
ઈચ્છા એનાથીજ, ગુનો કરવાની થાય,
મગરૂરી એથીજ, મગજમાં આવી જાય;
ઈશ્વરથી એજ મનુષ્યને, ગફલતમાં નાખે સહી,
એથીજ પ્રજાઓપર સદા, દુખ ઊતરેલાં છે અહીં." ૩૪૮
કહે છે "કહીં કોશિશો, ઘણી કરતાં શું થાય?
ભાગ્ય વિનાના યત્ન, અહોનિશ ફોગટ જાય;
કોશિશ કરતાં કદી, દૂર કીસ્મત[2] ના થાય,
ઉદ્યોગી આળસુ, ઉભય સરખા દેખાય;
હાલતી હોત રોજીતણી, હલાવતાં દોરી અહીં,
તો મળત રોટલો નહિં કદી, સર્વ નકામાને સહી." ૩૪૯
નિરૂદ્યોગીયો[3] તણાં, મનોહર છે આ ગીત,
સુવાડવા ભાગ્યને, કથે જે કથન લલીત;[4]

---

૧ અધુરા. ૨ નશીબ. ૩ નકામા-આળસુ. ૪ સુંદર.

એવી રીતે નિમિત્ત,[૧] બતાવી નિત્ય અનેક,
ફુલાવવાને હાથ, પગો ન ચહે જે છેક;
તે, ઈશ્વરની આ ટેવને, ભૂલેલા દેખાય છે,
કે હરકતમાં જગદીશની[૨], બરકત સદા જણાય છે. ૩૫૦
જે ટોળાની તમે, હકીકત સાંભળી પંડે,
તે ટોળું અવનાત, તણું છે મૂળ અખંડે;
બગડે છે એથીજ, પ્રજાઓ કૈંક હમેશ,
મુલક વિષે એનોજ, પવન તોફાની વિશેષ;
એણેજ સૂર,[૩] સેદાનગર,[૪] બેઉ કર્યા બરબાદ છે,
એણેજ ખરાબ કર્યા જુઓ, દમશ્ક ને બગદાદ છે. ૩૫૧
જ્યાં એ છે અપશુકન, એમનાં ત્યાં ભૂતળમાં,
જ્યાં વાસો તેમનો, ખુવારી ત્યાં તે પળમાં;
સંદેશો દુઃખનો, તેમની વૃદ્ધિ જાણો,
સૈન્ય ખરાબીનું તે, જમાત અખીલ[૫] પિછાણો;
હોવું એમનું સદા અહીં, મૂળ દુઃખનું જાણજો,
એમનો વધારો ઈશ્વરી, કોપ જરૂર પિછાણજો. ૩૫૨
સુસ્ત, નકામા, પંડ પોષનારા સૌ એવા,
જણાય છે છેક જે, સુધારામાં વિખ[૬] જેવા;
જન જાતિને લાભ, તેમનાથી ન જરાય,
સંગ સદા તેમનો, હળાહળ ઝેર જણાય;

---

૧ બહાનાં. ૨ પરમેશ્વર. ૩ ભૂમધ્ય સમુદ્રને કિનારે સીરિયામાં એ એક શહેર છે. પણ તે હાલ ઉજડ જેવું છે. ૪ ભૂમધ્ય સમુદ્રને કિનારે એ પણ એક શહેર હતું. જેમાં કેકલાક કિલ્લા હતા. એ શહેર દમસ્ક નગરથી ૬૬ મૈલપર હતું. ૫ બધી. ૬ ઝેર.

જ્યારે તે અહિં ફેલાય છે, તો ધન સંકોચાય છે,
એ જેમ વધે છે તેમ નિત, દોલત ઘટતી જાય છે. ૩૫૩
સંખ્યા જયાં એમની, વધી ગઈ હદ ઉપરાન્ત,
કે ગણાઇ સૌ કોમ, પશુ જેવી નિર્ભ્રાંત;[1]
ઈશ્વરની મદદનો, રહ્યો તેને નહિં ભાગ,
ખુવારીના મારથી, ન કૈં બચવાનો લાગ;
ના જશો અપશુકનિયાતણે, તમે અડાસે[2] પણ કદા,
મૂંગા આ લૂટારા તણો, મનમાં ભય રાખો સદા. ૩૫૪

## ૫ ઉદ્યોગી માણસોનું વર્તન, અને તેમની પ્રશંસા.[3]

પણ એમના સિવાય, બીજી ટોળી છે એક,
જેથી જન જાતિને, મળી મોટાઇ વિશેક;
મંડળીમાં એમનો, બધો દેખાય પ્રકાશ,
ઉત્પત્તિ વૃદ્ધિ છે, બાગની જેથી ખાસ;
અવતાર લીધો છે જેમણે, મહેનતને માટે અહીં,
જે સેવા કરવાને બન્યા, સદા જમાનાની સહી. ૩૫૫
તેઓ ન સુખ ચેન કે, ચહે ફુરસદને લેશ,
વળગેલા કામમાં, રહે નિશદિન વિશેષ;
એકે પળ તે લે ન, વિના કારણ વિશ્રામ[4],
જાગી લે છે ઘણા, સુવે ત્યારે આ ઠામ;
થાકે છે તે શ્રમથી[5] અને, ચેન બધે ફેલાય છે,
તે સંકટ સહી કમાય છે, ને સૌ દુનિયા ખાય છે. ૩૫૬

---

૧ સંદેહ વિના. ૨ છાંયડે. ૩ વખાણ. ૪ વીસામો. ૫ મહેનત.

તે ન ચણે તો થાય, ઊંચા મહેલો ખંડેર,
તે ન વણે તો વસ્ત્ર, વિના રહે સઘળું શહેર;
ક્ષેત્ર ન વાવે તેઓ, પ્રાણુ પાખી જન થાય,
છાંટે નહિં છોડ તો, બાગ જંગલ બની જાય;
એમનેજ આધારે સદા, ગાડી આ ચાલી રહી,
ભોગવે તેઓ જો ચેન તો, સૌ બેચેન બને અહીં. ૩૫૭
કોશિશ કરવા વિષે, લગાડે છે બળ કામે,
મહેનતમાં જીવ ને, શરીર ધર્શી નાખે હામે;
તેમાં નિજ જીવને, ન સમજે જીવ અખંડે,
દુનિયાને મરી મરી, જીવતી રાખે પંડે;
બસ આવી રીત જીવવું, એ ભક્તિ છે તેમની,
આ ધૂનમાં મરવું છે સદા, શુદ્ધ શહાદત[1] એમની. ૩૫૮
આવરદા તેમનો, બધો મહેનતમાં જાય,
વિરામનો[2] એમને, મળે વારો ન જરાય;
નાશ ભાગ જેમની, હમેશ રહે છે જારી,
કાયર વૃષ્ટિથી કે, ન આંધીમાં[3] લાચારી;
તોડતી નથી લૂ જેઠની, દમ તેમનો જરા અહીં,
નથી ખશેડી શકતું તેમની, દૃઢતાને ઝાકળ અહીં. ૩૫૯
મિત્રોના ઉપકાર તળે આવે ન કદાચ,
બાન્ધવ કે પુત્રની, કદી માગે ન સહાય;
દે ન ધ્યાન આરામ, તરફ આફત મોઝાર,
ગિરિ,[4] દરિયો તેમના, ન માર્ગ વિષે નડનાર;

---

૧ ધર્મના કામને માટે જીવ આપવો તે. ૨ આરામ. ૩ વરસાદ ને વાનું તોફાન. ૪ પર્વત.

રૂસ્તમને સામ સમા કદી, સાંભળીએ કાને સહી,
પણ લાખો એવા હાલ પણ, છે શરમાળ છુપા અહીં. ૩૬૦
છે આ ધૂન કોઇને, દિલે કે કૈંક કમાઇએ,
ખવરાવી અન્યને, અમે પોતે કૈં ખાઇએ;
છે કોશિશ કોઈની, એવી કે સંકટ સહીએ,
પણ માથે કોઇનો, જરા આભાર ન લઈએ;
કોઇને ફિકર અંતર વિષે, બાળ બચાંની સર્વદા,
મસ્ત છે કોઈ મનમાં ઘણો, સ્વદેશપ્રીતિમાં સદા. ૩૬૧
છે જો કૃષિકર્મમાં, કોઇ મંડેલો પડે,
તો દુકાનદારીમાં, મચ્યો છે કોઇ અખંડે;
કોઈ કરે દુખ દૂર, બંધુઓનું પ્રતિદિન,
દુર્બળ દુખિયાતણી, કોઈ સેવામાં લીન;
આ, પોતાના આરામના, કામ વિષે ગુલ્તાન છે,
નિજના કુટુંબપર તે, સદા જીવ કરે કુર્બાન. ૩૬૨
આ દોડાદોડીમાં, મચેલા કોઇ જણાય,
કે કરીએ એકઠો, અમે ધનમાલ સહાય;
જેથી જીવતા લગી, હમેશ ખુશીમાં રહીએ,
મરીએ તો દિલગીરી, નહીં સાથે આ લઈએ;
કે ગયા પછી આ છોકરાં, શું ખાશે પાછળ રહી,
પોષાક તેમનો કફન[1] મુજ, શેમાંથી કરશે અહીં. ૩૬૩
ઘણાક નિજ મન વિષે, હોંસ રાખે છે આમ,
કે કરી જઇએ અમે, કોઇ અહિં જાહેર કામ;

---

૧ મડદાને જે લગડું પહેરાવવામાં આવે છે તે.

દુનિયામાંથી તેઓ, લોપ જે વારે થાય,
તો સુંદર તેમનું, સ્મરણ[1] બાકી રહી જાય;
એવા નામની પ્રસિદ્ધિને, ચ્હાનારા લાખો સહી,
કામો અનેક કર જાય છે, લોકોને માટે અહીં. ૩૬૪
શુદ્ધ હૃદયના પુનિત,[2] ઘણાક પ્રભુના બંદા,
છે નિશાની સત્યની, જેથી કાયમ સુખકંદા;[3]
પ્રખ્યાતિ કે વખાણ, સ્વપ્નમાં પણ ન ચહાય,
કાયર દેખાવથી, ઢોંગના શત્રુ સદાય;
તેમનો પરિશ્રમ છે બધો, ઈશ્વરને માટે સહી,
તેને પ્રસન્ન[4] કરવા કરે, મહેનત સર્વ સદા અહીં. ૩૬૫
તેમાં પ્રભુભક્તિમાં, કોઈ મોહિત[5] છે પંડે,
જગપતિના[6] નામને, પ્રસારે કોઇ અખંડે;
કોઇ ભક્તિ, સંતોષ, સહનતામાં[7] છે લીન,
આપે કોઈ સુબોધ, મંડળીમાં પ્રતિદિન;
કોઈ તો બચાવે ખુદને, મોજાંથી અહિં સર્વદા,
કોઇ બૂડતાંની નાવને, તારે છે ભાવે સદા. ૩૬૬
ઘણાક જન જાતિની, દાઝ ધરનારા જારી,
શુભચિન્તક[8] દેશના, સમાજ[9] તણા હિતકારી;[10]
સાગર સંકટ તણો, તારનારા ભલી ભાતે,
દુનિયાની દુખ ભરી, નાવના લંગર[11] જાતે;

૧ સંભારણું. ૨ પવિત્ર. ૩ સુખનું મૂળ. ૪ ખુશી. ૫ મોહ પામેલા. ૬ પરમેશ્વર. ૭ જે દુઃખ પડે તે સહન કરી રહેવું તે. ૮ ભલું ચહાનારા. ૯ મંડળી. ૧૦ ભલું કરનાર. ૧૧ વહાણને થોભાવનારૂં એક જાતનું ઓજાર.

એમનાથીજ કોમો તણું, ભૂત ભવિષ્ય ભલું દીસે,
એમના વડેજ સમાજની, શોભા છે દુનિયા વિષે. ૩૬૭

સહે કોઇ સખ્તાઈ, એમને સંકટ સાલે,
શોક હોય કોઇને, એમને દુખ તે બાળે;
દરિદ્રી[1] છે કોઇ તો, મુસીબત તે નિજ માને,
આફતમાં કોઇ તો, કયામત[2] છે પોતાને;
કોઈપર છૂટે જો બાણ[3] તો, નિશાન એ, બનીં જાય છે,
લૂટાય મુસાફર કોઇ તો, પાયમાલ તે થાય છે. ૩૬૮

ઠેઠ લગી વાતપર, પૂરી દૃઢતા ધરનારા,
મેખોથી નિજ કરારને એ છે જડનારા;
આફતના બહુ સબળ,[4] સૈન્ય[5] સાથે લડનારા,
બીજાઓની બળતીં, ચિતામાં[6] જે પડનારા,
રોકવાથીં દરિયો એમનો, અધિક અધિક ઊભરાય છે,
ઘેલછાથકી કે એમની, ગાંડાઈ વધી જાય છે. ૩૬૯

પાગ[7] જમાવ્યા પછી, કદી પાછા નથીં હઠતા,
ડગલું આગળ ભરી, નથી પાછળ તે ખસતા;
ફેલાયા પછીં જરા, નહીં જે સંકોચાય,
વધી ગયા પછીં કદી, જેઓ ઘટતા ન જણાય;
ના મેલે પૂરૂં કર્યા વિના, કદી જરૂરી કામને,
મંડે ઉમંગથી જ્યાં લગી, જુએ ન શુભ પરિણામને. ૩૭૦

---

૧ ગરીબ. ૨ જે છેલ્લે દિવસે પરમેશ્વર દુનિયાનો હિસાબ લેશે તે દહાડો. ૩ તીર. ૪ બળવાન. ૫ લશ્કર. ૬ ચેહ. ૭ પગ.

જે શક્તિ એમને, દીધી પ્રભુએ જીવનમાં,[1]
તેનું ઘણું મહત્વ,[2] સમાએલું છે મનમાં;
ફરે દુઃખથી પણ ન, એમનું ચિત્ત ચકોર,
કરતું નથી જેમને, કોઇ સંકટ કમજોર;
આત્માને હાથ પગોતણા, પૂરા ભરૂંસાપર રહી,
સમજે છે સેના[3] ઈશ્વરી, પોતાની સાથે અહી. ૩૭૧

મજલ નથી એમને, જરા મુશ્કેલ દરેક,
દીશી આવે દૃષ્ટિએ, બરાબર માર્ગ હરેક;
જંગલ કંટક ભર્યું, જેમને છે ઉદ્યાન,
સરખાં છે તેમને, ગગનગિરિ ને મેદાન;
હરકત કરનાર ન કોઇ છે, વાટ વિષે કદી તેમની,
ઊતરાય પજે એવો દીસે, દરિયો નજરે જેમની. ૩૭૨

એમ અહીં જેટલા, પુરૂષ છે હિમ્મતવાન,
તે નિજના કામમાં, દીસે તૈયાર સમાન;
દુનિયાની તેમના, વડે ધુમધામ જણાય,
આશ્રિત[4] છે એમના, ગરીબ શ્રીમાન બધાય;
તેમના વગર સૌ મંડળી, શોભા રહિત હતી છતી,
જો હોત નહિ એ તો બધી, મિજલસ અહિં ઉજડ હતી. ૩૭૩

ઈશ્વરની સૌ ભૂમિ,[5] એમનાથી જે બાગ,
બજાર તેજસ્વી છે, ઝમાનાનું સૌ જાગ;

૧ જીવતર. ૨ મોટાઇ. ૩ ફોજ. ૪ આશ્રયમાં રહેલા. ૫ પૃથ્વી.

ચિહ્નો[1] કલ્યાણનાં,[2] એમનાથીજ જણાય,
કુદરતના સૌ ભેદ, તેમનાથી સમજાય;
એમનાજ ઉપર ગર્વ છે, હોય કોઇને તો કદા,
છે તો એમના વડેજ છે, વડાઈ માણસને સદા. ૩૭૪
એમનાથી આબાદ, દેશ ને રાજ્ય હરેક,
તાજા છે તે વડે, પ્રજા ને ધર્મ હરેક:
દીસે એમનાથીજ, પ્રતિષ્ઠા સર્વ પ્રજાની,
વધે એમનાથીજ, ઉન્નતિ જગત બધાની;
છે કૃપા ઈશ્વરી એમનો, દમ દુનિયામાં સર્વદા,
શોભે છે પ્રભુનું એમને, પ્રતિનિધિપણું[3] અહીં સદા. ૩૭૫
એમનુંજ પ્રત્યેક, માર્ગમાં છે અજવાળું,
જંગલમાં આ તેજ, એમનું છે રઢિયાળું;[4]
પ્રકાશ છે એમનો, અહીં લીલા સૂકામાં,
ચમત્કાર[5] તેમનો, દીસે સાગર વસુધામાં,
એમનાથીજ અહિં આદમે,[6] આ પદ[7] પ્રાપ્ત[8] કર્યું હતું,
(કે) આત્મીક[9] પ્રાણિયે જેમને, શીશ નમાવ્યું હતું છતું. ૩૭૬
છે હરેક દેશમાં, એમનાથી હિત,[10] વૃદ્ધિ,
છે એથી કોમનાં, દબદબો તેમ સમૃદ્ધિ;[11]
કુળમોટપ[12] શ્રેષ્ઠતા, એમનાથીજ ગણાય,

---

૧ નિશાનીઓ. ૨ ભલું. ૩ મુખ્તિયારપણું. ૪ રળિયામણું. ૫ અજાયબી. ૬ મુસલમાનો જેને દાદા આદમ કહેછે તે—પરમેશ્વરે જે માણસને પહેલ વહેલો પૃથ્વી ઉપર સરજ્યો હશે તે. ૭ દરજ્જો. ૮ મેળવ્યું. ૯ ફિરસ્તા—પરમેશ્વરના દૂત. ૧૦ ભલું. ૧૧ દોલત. ૧૨ કુળની મોટાઈ.

એમનાથીં આબરૂ, ગર્વ, મોટાઇ સદાય;
ઇજ્જતને મનમાં ચાહો તો, બનો મહેનતુ સર્વદા,
ઇજ્જતનો ભેદ મજૂરીમાં, છુપો રહેલો છે સદા. ૩૭૭

મહેનતનું જેમણે, લીધું સંકટ નિજ માથે,
દુનિયામાં તેમને, વડાઇ મળી સૌ વાતે;
તે સિવાય મોટાઇ, આબરૂ ને અધિકાર,
મળ્યાં નથી કોઇને, જુઓ ખોળી આ ઠાર;
જેટલાં વૃક્ષ આ બાગમાં, વૃદ્ધિ પામ્યાં છે અહીં,
તે સદા ચઢેલાં છે જુઓ, નીચેથી ઉપર સહી. ૩૭૮

હકુમત મળી તેમને, હતા જે જન કંસારા,
પામ્યા સરદારી ને, ધોબિયો મળ[1] ધોનારા;
થયા સમાગમતણું[2], સ્થાન[3] અહિં કૈંક સુતાર,
બન્યા સમાના ધ્રૂવ,[4] સરૈયા ખુદ આ વાર;
પાડયા પ્રવીણ પુરૂષો ઘણા, મશાલચી જોતાં અહીં,
માલીક સમયના થઇ ગયા, કૈં પીંજારાઓ સહી. ૩૭૯

ચઢતો જન જાતિમાં, હુતો બૂનસ[5] ન કાંય,

---

૧ મૅલ. ૨ મેળાપ. ૩ ઠેકાણું. ૪ ધ્રૂવની પેઠે સૌ લોકોમાં પ્રસિદ્ધિ પામેલા. ૫ એ તત્વજ્ઞાની તાતારના માવરૂલનહેર પ્રાંતના ફારાબ નગરનો વતની હતો. ઇસ્લામી તત્વજ્ઞાનીઓમાં એ સૌથી શ્રેષ્ઠ ગણાએલો છે. અરબ અને યૂનાનીઓની કોઇ વિદ્યા એવી નથી કે જેમાં એણે ગ્રંથ લખ્યો ન હોય. બધા મળીને તેણે ૬૦ પુસ્તકો લખેલાં છે. બગદાદના ખલિફા મુક્તદરબિલ્લાહના વખતમાં એ ઇરાકઅરબીમાં આવ્યો અને પછી ત્યાંથી દમશ્ક શહેરમાં ગયો ત્યાં હિ. સ. ૩૩૯ માં સ્વર્ગવાસી થયો.

દુનિયામાં ખૂઅલી[1], હતો જૂદો ન જરાય;
લઘુવયથી[2] શ્રમ વિષે, થયા મશગૂલ અખંડે,
ઊંચાં કદરના[3] થયા, તેથી માલિક તે પંડે;
લાગે નિત હુનર કળા વિષે, એમ તમારૂં ધ્યાન જો,
તો અબૂનસ્ર ને બઅલી, તમેજ છો એ માનજો. ૩૮૦

## ૬ ઇસ્લામીઓને ઉદ્યોગી થવાનો બોધ.

જુલમ કર્યો છે તમે, ખુદને માથે ભારે,
કે અહિં જે સ્તંભને, પ્રતિષ્ઠા છે આધારે;
ઉન્નતિનો દેખાડનાર જે માર્ગ અખંડે,
અવનતિની નાવનો, ઊપરી છે જે પંડે;
મજબૂત પીઠની પેઢિયો, હતી તમારી જે થકી,
તેનાથી દૂર થઈ ગઈ, કોમ બધી જોતાં નકી. ૩૮૧

નથી વિદ્યા કે કળા, તમારામાં કંઇ શેષ,
નીતશાસ્ત્ર કે તત્વજ્ઞાન દેખાય ન લેશ;
તર્કશાસ્ત્ર ને ખગોળનું નથી જ્ઞાન જરાય,
જો છે તો યોગ્યતા, કૈંક બાકી દેખાય;
આ ઘરમાં છવાઇ જાય નહિ, અંધકાર કૈં આ સમે,
ગુલ થતા દીવાને સત્વરે,[4] સંકોરો ફરીને તમે. ૩૮૨

---

૧ પાછળ પૃષ્ટ ૩૬ ની ટીપ જુઓ. ૨ નાની ઉમ્મરે. ૩ પૂજ.
૪ તરત.

હરેક જનમાં ગુપ્ત, રહ્યા છે તત્વ અનેક,
ખબર નથી જેમની, કોઈ માણુસને છેક;
જીવતા લગી તેમને, ન દૈ કેળવણી અપાય.
તો તે મળી માટીમાં, સર્વ માટી થઈ જાય;
એ તત્વ અમારામાં સદા, પ્રભુની થાપણ છે સહી,
બરબાદ રખેને થાય તે, પૂંજી ઈશ્વરની અહીં. ૩૮૩
જુવાનીયા જે આજ, છૂટા ફરતા દેખાય,
નીચ સંગમાં રહી, ખરાબ સદા જે થાય;
ઉત્તમ જાતિતણા, વંશજો જે કહેવાય,
પણ લાઞ્છન બાપને, જેમનાથી લેખાય;
[1]અવકાશ રૂપ રોકડ તેઓ, ફોગટ ખુવત નહીં કદા,
તો ગર્વ આણવા યોગ્ય તે, થાત પૂર્વજોને[2] સદા. ૩૮૪
અભણ અને અજ્ઞાન, ફરે જે લોકો આજે,
યોગ્ય તત્વ તે વિષે, ઘણાક જનોમાં રાજે;
બેવકૂફીમાં છુપા, ઊંચ અંશો દેખાય,
એજ અપૂર્ણો વિષે, છુપા સંપૂર્ણ જણાય;
જો રમત ગમતમાં મગ્ન[3] એ, રહેતા હોત નહીં છતા,
તો તેઓ વિષેજ અનેક અહીં, તૂસી[4] ને રાઝી[5] હતા. ૩૮૫

૧ ફુરસદ. ૨ બાપદાદા. ૩ ખુશી. ૪ ખ્વાજા નસીરૂદ્દીન મુહક્કક તૂસી હિઝરીની સાતમી સદીમાં હોલાકુખાંનો જોડીઓ અને સલાહકાર હતો. અબૂનસ્ર અને બૂઅલીની પેઠે એણે પણ ઘણીક વિદ્યાઓમાં પુસ્તકો લખ્યાં છે. ૫ ઈમામ ફકરૂદ્દીન રાઝી રૅ નગરના રહેવાશી મહા પંડિત હતા. એમનો જન્મ હ. સ. ૫૪૩ માં થયો. ભિન્નભિન્ન વિદ્યાઓમાં એમણે ૫૦ ગ્રંથ લખ્યા છે.

આજ કેમ કે મનુષ્યનો, જ્યાં કાળ જણાય,
જેમાં નાદાનીનો[1], બધે પોકાર સુણાય;
જેના અજ્ઞાનમાં, કોઇનો ભાગ ન લેશ,
જેને કબજે હતાં, સુવિદ્યા હુનર વિશેષ;
તે બધી વૃદ્ધિ કોશિશ ને, પરિશ્રમતણી પિછાણજો,
નહિ તો અમારી નાડી વિષે, તેજ લોહી છે જાણજો. ૩૮૬

નાઉમેદ છો તમે, હકૂમતથી[2] આ કાળ,
ધોઇ ચૂકયા છો હાથ, માલ મિલકતથી હાલ;
બહાદૂરીને રોઇ, ચૂકેલા છો મુખ ઢાંકી,
વડાઈ મોટા તણી, સર્વ મેલી છે હાંકી;
આધાર હવે મોટાઇનો, વિદ્યા ઉપર છે સહી,
પૂર્વજો તણો આ વારસો, એક જ બાકી છે અહીં. ૩૮૭

## ૭ સદ્‌વિદ્યાનાં યશોગાન.

કહેતા આવે છે હમેશથી જે અહિં સર્વ,
કે, છે વિદ્યા રૂપી, પૂંજી માણસનો ગર્વ;
મિસર, અરબ, ઇરાન, હિંદ તેમજ યૂનાન,[3]
છે સૌનો અભિપ્રાય, તે વિષે એક સમાન;
આ દાવો હતો, ન જે વિષે, કૈં તકરાર હતી છતી,
સાક્ષી ન કોઈ તેના વિષે, આજ લગી ખુલ્લી હતી. ૩૮૮

૧ મૂર્ખાઈ. ૨ અધિકાર—સત્તા. ૩ ગ્રીસ.

સદ્‌વિદ્યા સર્વમાં, મનાતું ભારે રત્ન,
પારખવાને કર્યો, હતો જેને ન પ્રયત્ન;
બધી બક્ષિસો હતી, માની લીધેલી તેની,
સર્વ શક્તિયો હતી, જાણવામાં નહિં જેની;
પણ ધરતી ને દરિયો હવે, સાક્ષી પૂરી રહ્યાં દીસે,
કે બળ ઈશ્વરના હાથનું, રહેલું છે વિદ્યા વિષે. ૩૮૯

પર્વત ને પૃથ્વીપર, બનાવી મેલ્યો એણે,
દીધું બનાવી બઝાર, આજ સાગરને જેણે;
મનાવી છે સર્વને, અવની[1] આ ફરતી તેણે,
સ્થિર તારા ગતિમાન,[2] ઠરાવ્યા છે અહિં એણે;
એકઠું સૈન્ય કરવાતણું, કામ વરાળ થકી લીધું;
કાપડ વણવાના યંત્રને, મનુષ્યનું બળ છે દીધું. ૩૯૦

ઈન્ધન[3] શિલાતણાં,[4] બળાવે છે એ જાતે,
વહાણો ખુશ્કી[5] વિષે, ચલાવે છે ભલીભાતે;
અવાજ સાંચા વિષે, ઢળાવે છે આ વાર,
ભૂમિના ભંડાર, કઢાવે છે આ ઠાર;
વીજળીને કાસદ[6] કારમો,[7] એ જ બનાવે છે અહીં,
ઊડાવે છે પાંખો વિના, એ જ મનુષ્યોને સહી. ૩૯૧

સુધારા રૂપી મહેલ તણો કળિયો એ છાજે,
ઉન્નતિના સૈન્યનો, એ જ સરદાર વિરાજે[8]

---

૧ પૃથ્વી. ૨ ફરતા. ૩ બળતણ. ૪ પથ્થર. ૫ જમીનમાર્ગે. ૬ બે-પિયો. ૭ ચમત્કારી. ૮ શોભે.

કારીગરનું કોઇ, ઠામ એ છે ઓજાર,
યોદ્ધાઓનું કોઇ, મુકામે છે હથિયાર;
નીચું દેખાડયું છે ઘણાં, શૂરાને એણે અહીં,
એણે લોંકડી કમજોરને, વાઘ બનાવ્યા છે સહી. ૩૯૨

છે એને આધિન[1], પાદશાહત દુનિયાની,
જીત્યા છે એણે જ, અર્મની[2] તેમ યમાની;[3]
શરણ સદા માજીન્દરાનાં[4] દૈતોને આણે,
ભૂલ્યા જાબિલિસ્તાની[5], પહેલવાની આ ટાણે;
એના બળથી જ થઈ જુઓ, આ દુનિયા તાબે સહી,
સામે ન થયા સર્કેશિયન,[6] કે દેલમવાસી[7] અહીં. ૩૯૩

લાખો ઉપર અહીં, સેંકડો એ જ ચઢાવે,
હયદળને[8] એ હાર, પાયદળથી[9] ખવરાવે;
વહાણો સાથે એજ, હોડિયોને ભેઠાવે,
કિલ્લાઓ પળ વિષે, ચપટિયોમાં ઊડાવે;
તેની લઢાઇથી કોઈ પણ, ટકી શકયું નહિ સર્વદા,
તેની આગળ ન નભી શકયાં, ચિલખત[10] કે બખ્તર કદા ૩૯૪

---

૧ તાબે. ૨ પાછળ પૃષ્ટ ૧૧૦ મામાં જુઓ. ૩ અરબસ્તાનના યમન પ્રાંતના લોકો. ૪ ઈરાનમાં દેલમ ને ગેલાનની પૂર્વમાં માજીન્દરાન એક પ્રાંત છે ત્યાંના લોકોને ફિર્દોસી કવિએ શાહનામામાં દૈત્ય લખ્યા છે. એ પ્રાંત હાલ રૂશિયાને તાબે છે. ૫ પાછળ પૃષ્ટ ૯૪માં જુઓ. ૬ સર્કેશિયાના લોકો. ૭ પાછળ પૃષ્ટ ૫૨ માં જુઓ—દેલમના વતની. ૮ ઘોડેસ્વારોનું લશ્કર. ૯ પગે ચાલનારા સિપાઈઓનું લશ્કર. ૧૦ લોઢાનું અંગરખું.

મદદગાર જેમણે, બનાવી નિજની એને,
દોરનાર પ્રત્યેક માર્ગમાં નીમી તેને;
લાગુ પડે આ વચન, તેમને આજે છેક,
કે,છે જન જાતિથી, ઊંચી જાતિ અહિં એક:
તેમની રીતિને કામ કંઇ, જૂદાં સર્વ જનથી દીસે,
જો સૌ મનુષ્ય છે તો તેઓ, ઓરજ છે દુનિયા વિષે. ૩૯૫
ઘણા તેમને ચમત્કાર કરનારા જાણે,
કૈંક જનો એમને, દેવતા રૂપ પિછાણે;
પરંતુ જે તેમને, ઓાળખે છે શુભ રીતે,
તેઓ તેમના વિષે, એટલું માને ચિત્તે;
કે દુનિયાએ હમણા લગી, કરી કમાણી જે હતી,
તેમાંથી થોડી કે ઘણી, મળી તેમને છે છતી. ૩૯૬
વિદ્યાથી તે કુશળ, બન્યા પ્રત્યેક કળામાં[1],
નથી જેની જોડ કે, બરાબરિયો અચળામાં[2];
હરેક વસ્તુ અને, તેમનું કામ હરેક,
ઝમાનાની શક્તિ ને, જ્ઞાનથી શ્રેષ્ટ વિશેક;
કારીગરીને સૌ તેમની, એવા તાકે છે અહીં,
કુદરતી ચમત્કારો વિષે, જેવા ચકિત[3] બને સહી. ૩૯૭
વિદ્યાએ કરી દીધા, તેમને માટે આજ,
ખુલ્લા, જૂના નવા, ગુપ્ત ભંડાર ઘણાજ;
દેખાડયાં તેમને, છુપા ધનનાં ઠેકાણાં,
વિજય પામવાતણાં, બતાવ્યાં સ્થાન અજાણ્યાં;

---

૧ હુનર. ૨ પૃથ્વી ઉપર. ૩ આશ્ચર્ય પામવું તે—અજબ.

ધરતી ને દરિયાપર બધે, છવાયલો વા જેમ છે,
ફેલાયા છે તે પૂર્વ ને, પશ્ચિમ ઉપર તેમ છે. ૩૯૮
કેળવણીનું મૂળ, ખરૂં છે કે દોલત છે,
સત્તા પાછળ સદા, રહી વિદ્યાની છત છે;
દુનિયામાંથી થયું, જેમનું રાજ્ય વિદાય,
સદ્‌વિદ્યા શાણપણ, રહ્યાં તેમાં ન જરાય;
પામીને પરાજય ગ્રીસ કે, રહ્યું ન લેખામાં અહીં,
તેમજ ન રહ્યું ઇરાન કૈં, તાજ[1] ગુમાવીને સહી. ૩૯૯

## ૮ સંકટમાં સહનશીલ બની સદુદ્યોગમાં મંડ્યા રહેવું.

પણ કઠિયારો એક, સહનતામાં ભરપૂર,
કહેતો પરિશ્રમતણા[2], થાકમાં થઈ ચકચૂર;
ખમવાં જે સંકટો, કઠણ દેખાય વિશેષ,
ઉઠાવવાને યોગ્ય, જાણવાં તેજ હમેશ;
નથી ખાવું પીવું મનુષને, હલાલ જીવતરમાં કદી,
કે એક થાય નહિં લોહી ને, પરસેવો બે જ્યાંસુધી. ૪૦૦
શિકાર જો આવવો, હાથ સહેલો ન જણાય,
તો ચલાવવા અશ્વ, છારતકથીજ[3] સદાય;
ઉપાડવો હોય ભાર તો, બેસો ન જરાય,
જલદી હાંકો જરા, દૂર જવું હોય કદાય;
કદી જુએ ઝમાનો ક્રૂર થઈ, જોર તમારૂં જો કદા,
તો બળ વાપરવાનો સમય, મિત્રો એજ ગણો સદા. ૪૦૧

---

૧ મુગટ. ૨ મહેનત. ૩ ઘોડાની ઉતાવળી ચાલ.

## ૯ અસલના ઇસ્લામીઓની વિદ્યા સંપાદન કરવામાં કોશિશ.

---

યાદ કરો આપણા, પૂર્વજોની હાલતને,
સંકટમાં હારતા, નહિ કદી જે હિમ્મતને;
વર્ષોલગી પ્રવાસ[1], તણા પરિશ્રમ શિર ધરતા,
પ્રાપ્ત સુવિદ્યા કળા, ગરીબ સ્થિતિમાં કરતા;
પત્તો મળતો જ્યાં તેમને, વિદ્યા હુનર તણો કદા,
રસ્તો લેતા તે તરફનો, નીકળીને ઘરથી સદા. ૪૦૨
ખારીજમ[2], ખાલ્દિયા, સુમાત્રાને[3] તૂરાન[4],
છત કેળવણીની જ્યાં, ઘણી સાંભળતા કાન;
પર્વત ને જંગલો, પસાર કરીને પંડે,
ત્યાં ઉઠતાં બેસતાં, જતા અભ્યાસી અખંડે;
ઈસ્લામી ધર્મ તણો અમલ, જે જે ઠામ હતો છતો,
પ્રત્યેક માર્ગમાં તેમનો, બંધાયો તાંતો[5] હતો. ૪૦૩
મુસ્તનસરિયા, નિઝામિયા, નાસિરિયા ભારી,
નફીસિયા, ઝેનિયા, ધુર્જીયા અતિ ગુણકારી;
અઝીઝિયા, નૂરિયા, સુકાહિરિયા હિતકારી,
રવાહિયા, સિત્તિયા, તેમ સાહિબિયા સારી;

---

૧ મુસાફરી. ૨ એ પ્રાંત ખુરાસાનની ઉત્તરે છે એમાં ઘણા પરાક્રમી ઇસ્લામી બાદશાહ થઇ ગયા છે. હાલમાં તેની રાજધાની ખિવા નગર છે. ૩ એ એશિયાની દક્ષિણે હિંદી મહાસાગરમાં એક બેટ છે. ૪ તાતારનો મુલક. ૫ માણસોની હાર.

વિદ્યાશોધકની મધ્યમાં, આ સૌ કૉલેજો[1] છતી,
કુર્દિસ્તાની[2], તાતારીયો, હિજાઝિયો ફેરી હતી. ૪૦૪

## ૧૦ ઇસ્લામીઓને સ્વાશ્રયી થવાની જરૂર.

છે જનને જરૂરનું, કે, ન, હિમ્મત તે હારે,
બને ત્યાં લગી ખુદ, કામ ખુદના શણગારે;
છોડી દે તે ઈશ્વર વિના બધા આધાર,
છે બળ તે કમજોર, સર્વ આવી મળનાર;
ઓપટી સમે ઝાંખો નહીં. ડાબા કે જમણા કદા,
જો પોતાની ગાડી તમે, હાંકો ખુદ પોતે સદા. ૪૦૫
ખાધી તમે ઘણીક, થાળિયો ભૂખ વિનાજ,
બોજા બાંધી બાંધી, ઉપાડ્યા નિત્ય ઘણાજ;
વાજાની આશ પર, ઘણા રાગો છે ગાયા,
પાછળથી મળનાર, જોર પર ઠાઠ બતાવ્યા;
બસ હવે ધૂંસરૂં ખાંધ પર, પોતાની મૂકો તમે,
હાજતો પૂરી પાડો હવે, ખુદ પોતાની આ સમે. ૪૦૬
નિજની અડચણ તમે, દૂર કરશો નિર્ધાર,
પોતાના દર્દનો, તમે કરશો ઉપચાર;

---

૧ આ છપ્પામાં મુસ્તનસરિયા વગેરે અસલની ઇસ્લામી કૉલેજોનાં નામ છે. બગદાદ, બસ્રા, હિરાત, નિશાપૂર, અને દમુસ્ક વગેરે શહેરોમાં જૂદા જૂદા બાદશાહો અને અમીરોએ સ્થાપેલી હતી. ૨ તુર્કસ્તાનમાં કુર્દિસ્તાન નામનો એક પ્રાંત છે ત્યાંના લોકો.

ખુદ તમેજ મજલનો, સાજ કરશો તૈયાર,
જો કરશો કાંઇ તો, તમે કરશો આ ઠાર;
ઇશ્વરી હુકમનું ગુપ્ત બળ, છે હિમ્મતના હાથમાં,
છે ઈશ્વર હિમ્મતવાનનો, મદદગાર સૌ વાતમાં. ૪૦૭

## ૧૧ પોતાના હરેક પ્રકારના સુધારાનો આધાર રાજ્યના ઉપર રાખનાર પ્રજા હમેશાં નબળી રહે છે.

હોય રાજ કરનાર, લાભ કરનારો જ્ઞાતા[1],
પ્રજાની કેળવણીનો, હોય તે આશ્રયદાતા[2];
પણ ખરાબ સ્થિતિ નથી, અહીં એનાથી એક,
કે બોજો રાજ્ય પર, પ્રજાનો હોય હરેક;
હાથમાં હોય એવી રીતે, રૈયત તેના સર્વદા,
કે હોય જેમ ગસ્સાલના,[3] કબજામાં મડદું સદા. ૪૦૮

શીખવે વેપારના, ભેદ તેને ખુદ તેજ,
ધંધો કારીગરી, બતાવે તેને એજ;
નિયમ ખેતીવાડીના, તે જ તેને સમજાવે,
વળી લખતાં વાંચતાં, તે જ તેને બતલાવે;
એવો જે રૈયતને મળે, આશ્રય અહીં પ્રમાણજો,
માણસાઇ તેનાથી સદા, દૂર ખસેલી જાણજો. ૪૦૯

---

૧ જ્ઞાતી. ૨ મદદગાર. ૩ મુસલમાનોમાં એક માણસને મડદાં નવરાવવાને માટે મુકરર કરેલો હોય છે તે.

છે જોઇએ તેટલી, મદદ આ, રાજ્ય તણીજ,
કે રહે તેને લીધે, મુલકમાં શાન્તિ[1] ઘણીજ;
જાન માલનું પૂરેપૂરૂં સંરક્ષણુ[2] થાય,
સમાનતા[3] ને ન્યાય, એક સરખાં સચવાય;
રૈયત પર કદી અન્યાયથી, કોઈ દબાણુ કરે નહીં,
કોરે મૂકી કાનૂનને, અમલ ચલાવે ના કહીં. ૪૧૦

રાજ્યનીતિ[4] ચાલતી, હોય જ્યાં એવી રીતે,
લાજ વગરની પ્રજા, તદન જાણો ત્યાં ચિત્તે;
કે શોધે પ્રત્યેક, કામમાં આશ પરાઈ,
દુખ પોતાનું કરી, શકે ન નિવારણુ[5] કાંઈ;
એકજ ટેકાને આશ્રયે, હોય ઊભેલું ઘર અહીં,
તે ખશ્યો કે પડયું સઘ એ, ભૂમિની ઉપર સહી. ૪૧૧

મનને સંકોચવા, તણો તે છે ન ઝમાનો,
કે હક ભણવું ભણાવવું ગણતા પોતાનો;
બ્રાહ્મણનો કદી કોઇ, શુદ્ર પંડે લે વેશ,
તો તેને માટે ન, કોઇ શિક્ષા છે લેશ;
ઊચ ને નીચ સર્વે હવે, દૂર થયા માનો તમે,
નથી કાળા અને સફેદમાં, ફરક હવે કૈં આ સમે. ૪૧૨

---

૧ સુખચેન. ૨ સંભાળ. ૩ સૌ રૈયતને સરખી જાણવી તે. ૪ રાજ્ય ચલાવવાની રીતિ. ૫ દૂર.

## ૧૨ વિદ્યાનું પ્રબળ.

હુકમ સમયનો હવે, જરૂરનો છે બસ એજ,
કે, છે જે કાંઇ તે, અહીં કેળવણી છેજ;
આજ કાલ એજ છે, રાજ સત્તાનું મૂળ,
શેહેનશાહીનો, ગુપ્ત ભેદ એમાં છે કૂલ;
આ જોર મળેલું છે જુઓ, એજ કીમિયોને સદા,
સરખા રાજા ભિક્ષુકને; એ જ કરે છે સર્વદા. ૪૧૩
એ તાબેદારને, શીખવે તાબેદારી,
હાકિમને એ ન્યાય, માર્ગ દેખાડે જારી;
મનમાંથી એ વેર–ભાવને દૂર કરે છે,
જગમાંથી જે રાજદ્રોહની[1] રીત હરે છે;
હકદાર કરે છે એજ અહિં, રૈયતને તે જાણજો,
જુમ્માને[2] જે સરખો કરે, નિજ અંતરમાં આણજો. ૪૧૪
સાંભળી છે ફરિયાદ, ગરીબો કેરી એણે,
ગુલામગીરી નાબૂદ, કરી નાખી છે તેણે;
નાખ્યો પાયો પ્રજા, તણી સત્તાનો જેણે,
બનાવી છે સંપૂર્ણ, સ્વતંત્ર પ્રજાને એણે;
કેદ પણ કરે છે એજ ને, છૂટા પણ કરતી સહી,
એ સ્વતંત્રતા બક્ષે અને, વફાદાર[3] કરતી અહીં. ૪૧૫
વેપારે મેળવી, એવી શોભા તેનાથી,
કે ભાસે છે તુચ્છ, આજ હકુમત[4] જેનાથી:

---

૧ પોતાના રાજાની સામે બળવો ઉઠાવવો તે. ૨ જોખમ. ૩ નિમકહલાલ ૪ રાજ્યાધિકાર.

પદ[1] એવું ખેતીનું, વધાર્યું છે આ ટાણે,
કે ખેડૂતો ચમત્કાર, દેખાડે જાણે;
એવી તો ઊંચી પંક્તિએ, ચઢાવી છે કારાગરી,
કે કુદરત જગદાધારની,[2] જણાય છે આંખે ખરી. ૪૧૬
કોમોમાંથી કુસંપ, સર્વ કાઢે તે દૂર,
ઉપજાવે પ્રેમનાં, અંતરે તે અંકૂર;[3]
એક બીજાના દ્વેષ, ધુવે મનમાંથી એ જ,
એક સેરમાં સર્વ, પરોવે દાણા તે જ;
જાય છે બિંદુઓ પર જુઓ, લીટીપેરે તે સદા,
એ અસંખ્ય અંતઃકરણને, એક કરે છે સર્વદા. ૪૧૭

## ૧૩ કેળવણી વગરના લોકોની સ્થિતિ.

જ્યાં એ નથી ત્યાં પ્રજાભાવ કે ધર્મ ન લેશ,
કોમનું રક્ષણ કે ન, દેશનો પક્ષ[4] હમેશ;
જૂદાં સૌનાં દુઃખ, સુખ પણ ભિન્ન ગણાય,
અલગ સર્વનું માન, અલગ અપમાન મનાય;
ત્યાં ખબર નથી કે કોમ શી, વસ્તુ છે દુનિયા વિષે,
ઈશ્વરનો એ સંબંધમાં, છાનો ભેદ કયો હશે. ૪૧૮
કેળવણીની કદર, જેમણે લેશ ન જાણી,
જોરાવર તેમણે, ખરાબી માથે આણી;
સુલતાનો ને શાહ, ખોઈ બેઠા અધિકાર,
દરિદ્રતામાં ડૂબ્યાં, અમીરી કુળ આ ઠાર;

૧ દરજ્જો. ૨ પરમેશ્વર. ૩ ફણગો. ૪ તરફદારી.

આબરૂને યોગ્ય રહ્યા નહીં, ખાનદાની લોકો અહીં,
દાવા શ્રેષ્ટતાતણા બધા, જૂઠા છેક થયા સહી. ૪૧૯
કામ ન કારીગરો, તણા ચાલે તે ઠામ,
છે ધંધાધારીના, ન ધંધામાં કસ નામ;
સોદાગર લોકના, બગડવા લાગ્યા ખેલ,
ઘણાક ઘરના દીસે, બારણા બંધ થએલ;
જે રાતદિવસ બેઠા ઘણી, દોલત મેળવતા હતા,
હાથ પર હાથ મેલી હવે, તે સૌ બેઠા છે છતા. ૪૨૦
હુન્નર કળા હમેશ, સર્વ જ્યાં ઘટતાં જાય,
દિનદિન કારીગરો, ઘણા કમતી ત્યાં થાય;
નીતિ શીખવનારની, નિપુણતા[1] નિત્ય મટે છે,
ઔષધશાળા[2] અને, વૈદ દિનદિન ઘટે છે;
સૌ વિદ્વાન ને વિવેચકો[3], કમી થયા જોતાં સહી,
ના શ્રેષ્ટ પદ્યકારો[4] દીસે, ગદ્ય[5] ન લખનારા અહીં. ૪૨૧
જો તે ટોપી એક, પહેરવા કાજ બનાવે,
તો તે કપડું એક, બીજી દુનિયાથી લાવે;
સોય એક જો તેઓ, શીવવાને મંગાવે,
તો લેવા પૂર્વથી, જાય પશ્ચિમમાં ભાવે;
અન્યના ઓશિયાળા તેઓ, હરેક વસ્તુમાં સહી,
યંત્રશાસ્ત્રના અજ્ઞાનથી, છેક ખરાબ થયા અહીં, ૪૨૨
સેજ વિષે તેમની, બિછાનું પછેડી પરનાં,

૧ હોંશિઆરી. ૨ દવાખાનાં. ૩ ટીકાકાર. ૪ કવિઓ. ૫ વાતચિતની ભાષા.

વાસણુ છે તેમની, કને ન ઘરાણુ ઘરનાં;
ચમચો, કાતર, છરી, ચપ્પુ, નસ્તર, પરદેશી,
પ્યાલા તેમ શિરોઇ, કોઇ વસ્તુ ન સ્વદેશી:
મિજલસમાં લ્યામ્પ[1] જણુાય છે, કલમો છે દફતર વિષે,
જોતાં ઘરમાં સામાન સૌ, માગો આણેલો દીસે. ૪૨૩
જો પશ્ચિમમાંથી ન, માલની આવક થાય,
તો ધંધાધારિયો; ભૂખથી ત્યાં મરી જાય;
જીવિકા વેપારીયો, તણી ચાલે ન લગાર,
શોધ્યો ન જડે માલ, દૂકાનોમાં તે ઠાર;
આધાર પરાયા પર સદા, ત્યાં સઘળો વેપાર છે,
ત્યાં વેપારી ને શેઠ સૌ, પેટામાં પળનાર છે. ૪૨૪
શિક્ષાઓ થાય આ, સુકેળવણી તજવાથી,
હજીએ પ્રભુ તેમને, ખશેડે ગફલતમાંથી,
ન મળે આરામનો, રખે પછી રસ્તો એક,
છે આફત આવનાર તે ભારે છે છેક;
માર્ગને મોખરે પવન બહુ, પ્રતિદિન વધતો જાય છે,
દીવાઓ ને ફાનસ વિના, બીક હુવે દેખાય છે. ૪૨૫
ઊભો સમય કામદાર છે પત્રક લઇ સાથે,
લે હરેક ફોજની, કવાયદ તે નિજ હાથે:
સંકટ સહેનાર ત્યમ, પ્રવીણુ જીએ તે જેને,
બક્ષે રીઝી નિશાન, નગારૂં ને અસિ[2] તેને;
પણુ છે માહીતી વગરનાં, તે, નીકળતા જાય છે,
ટુકડીયો વિષેથી તેમનાં, નામો તરત કપાય છે. ૪૨૬

---

૧ વિલાયતી. કાચના દીવા. ૨ તરવાર.

વિદ્યા હુન્નર તણા, હવે સાહિત્ય પ્રસારો,
કે, મનુષ્ય બની જાય, જેવડે વંશ તમારો;
ગરીબની ચઢતીનો, માર્ગ સહેલો થઈ જાય,
કેળવણીનો પ્રકાશ, અમીરોમાં ફેલાય;
રોકે એમાંથી કોઇ જન, દુનિયાની ઇજ્જત અહીં,
કોઈ સમાજ ને ધર્મની, શોભાવે હોડી સહી. ૪૨૭
કમાતી ખાતી કોમ, નીજ બળથી બની જાય,
લોકોમાં મોઢું બતાવવા યોગ્ય જણાય;
સુધરેલી મિજલસો, વિષે ભળતા દેખાય,
મનુષત્વનો[1] ખિતાબ, પામવા લાયક થાય;
સૌ સારૂં નરતું સમજવા, લાગે અંતરમાં સદા,
જે એક બીજાના પરસ્પર, બને સહાયક[2] સર્વદા. ૪૨૮

---

## ૧૪ હુન્નર કળા શીખનારાઓની કદરદાની કરવાની જરૂર.

---

જુઓ કળા જે વિષે, તેમની કદર પિછાણો,
હોંસ તેમને દિલે, અધિક ઉન્નતિની આણો;
હિમ્મત ને વૃત્તિયો, તેમની ખૂબ વધારો,
તૂટેલા આ સદન,[3] તણા સૌ સ્તંભ[4] સુધારો;
કે સેવા કંઈ પણ કોમની, બને જેમનાથી અહીં,
તેમને પરાયા, નિજના, બેસાડે માથે સહી. ૪૨૯

---

૧ માણસપણું. ૨ મદદગાર. ૩ ઘર. ૪ થાંભલા.

વધારશો તેમની, પ્રતિષ્ઠા જો સાક્ષાત,
તો પોતાના વિષે, જામશે એક જમાત;[1]
વધારશે તે કોમ, તણું ઇજ્જત ને માન,
કૈંક કુટુંબોતણું, એજ કરશે કલ્યાણ;
લેશે સહાય તે જેટલી, આજ તમારાથી અહીં,
આપશે કૈંક તેનો પછી, બદલો તે તમને સહી. ૪૩૦

## ૧૫ પ્રાચીન ગ્રીસની વિદ્યા હુન્નરમાં ઉન્નતિ થવાનું કારણ.

હતા કયા ગ્રીસની, ઉન્નતિના સામાન,
હુન્નર પર જ્યાં હતા, ફિદા સૌ વૃદ્ધ જુવાન;
વાપરતા બળ નિત્ય, સુધારા માંહિ વિશેષ,
સ્વદેશપ્રીતિ વિષે, હતા જે, મસ્ત હમેશ;
હેતુઓ બુલંદ[2] હતા અને, મનસૂબા ઊંચા સહી,
તેનાથી બાકી કોઇ પણ, નાના કે મોટા નહિં; ૪૩૧
હતું ન કારણ કદરદાનીં પાખી કંઇ તેનું,
વિદ્યા ને તત્વજ્ઞાન શોધ્યામાં મન જેનું;
પરિશ્રમ ઉન્નતિ વિષે, કઠણ જે જન આદરતા,
જીવતર ત્યાં તેમનું, અમર સૌ દેશી કરતા,
તેમની હયાતીમાં થતા, ફિદા સર્વ વતની છતા,
મર્યું કેડે ખુલ્લી રીતે, તે સૌ પૂજાતા હતા. ૪૩૨

---

૧ મંડળી. ૨ ઊંચા

જોશ બધામાં એજ, મોહનીએ[1] ઉપજાવ્યો,
લીધો દરજ્જો એક, લઘુ[2] એટે મન ભાવ્યો;
હતી વધારી હોંસ, એજ શોભે મહા મૂલ્ય,[3]
બનાવિયું એણેજ, શીસને શીસ અતુલ્ય;[4]
સૌ કોશિશ એજ ઉમેદ પર, હતી તેમની સર્વદા,
કે વધે અમારી આબરૂ, નિજની કોમ વિષે સદા. ૪૩૩

## ૧૬ દરેક સમજુ ને શક્તિવાન માણસની કોમનાં દુઃખ દૂર કરવાની ફરજ.

જાળવવી જેમને, હોય પોતાની લાજ,
સંબંધી રાજ્યના, થવા ઇચ્છે જે આજ;
કુળનું માન હમેશ, ચહે સાચવવા જનમાં,
અપ્રતિષ્ઠા[5] ધર્મની, હોય મંજૂર ન મનમાં;
ઓલાદ ખુદની જેમને, પ્યારી હોય દિલે કદા,
તેમની ફર્જ છે કોમનાં, દુખડાં દૂર કરે સદા. ૪૩૪
નરમ થતાં જાય છે, ઘણા જનના મન હાલ,
સ્થિતિ દેખી કોમની, હૃદય પીગળે આ કાળ;
તેની અવનતિ જોઇ, ખુદ આંસુ બહુ પાડે,
પણ તેને ટાળવા, ન કાંઇ કરી દેખાડે;
જાણીએ અંતરે કે બળે, કોને માટે તે સહી,
પોતે જ તેઓ છે કે સદા, જે પર હાથ ઘસે અહીં. ૪૩૫

૧ મોહ પમાડનારી વસ્તુ. ૨ નાનો. ૩ ઘણું કીમતી. ૪ જેની તોલે કોઇ આવી શકે નહિ એવું. ૫ બેઆબરૂ.

સરદારો ને ગરાશિયાઓના ધન માલ,
નિયમશાસ્ત્રીયો[1], વિચક્ષણોની[2] બુદ્ધિ વિશાળ;[3]
મહાજન[4] ને બોધકો,[5] તણી શિક્ષા[6] હિતકારી,
નીતિશાસ્ત્રો, કવિજનો, તણા કથનો[7] દુખહારી;[8]
એની સ્વદેશોને અંતરે, તુલના[9] થાય પૂરી અહીં,
કે સમાજના કલ્યાણના, કામે તે લાગે સહી. ૪૩૬

## ૧૭ સમાજના માન મર્તબામાં હરેક માણસનો માન મર્તબો રહેલો છે.

સમાજની આબરૂ, વિષે સૌનું છે માન,
સમાજની ખ્વારીમાં,[10] સર્વનું છે અપમાન;
એક તણી મોટાઈ, એક જનનો અધિકાર,
રહ્યાં નથી કદી ક્ષેમ,[11] નહીં રહેશે આ ઠાર;
ફૂલશે અને ફળશે અહીં, તેજ ડાળ એ જાણજો,
આ બાગ વિષે લીધું હશે, જેનું મૂળ પિછાણજો. ૪૩૭
કીડી જ્યારે કોઇ, જુએ પોતે કોઠાર,
તો જમાતમાં જાય, દોડતી ખુદ તે વાર;
સાથે લઇ તેમને, ફરી ત્યાંથી તે જાય,
હરેકને તે ભેટ, બતાવીને હરખાય;

૧ ધારાશાસ્ત્રીઓ—ન્યાયાધિશો—વકીલો વગેરે. ૨ ડાહ્યા માણસ. ૩ મોટી. ૪ મોટા માણસ. ૫ ઉપદેશક. ૬ શીખામણ. ૭ કહેણ. ૮ દુઃખને દૂર કરનાર. ૯ સારા નરતાની પરીક્ષા કરવી તે. ૧૦ ખરાબી. ૧૧ સહીસલામત.

એવેજ પ્રકારે તેમનાં, ચાલે છે કામો સદા,
એકેક તણીજ કમાઇથી, પળે કરોડો સર્વદા. ૪૩૮
કીડી કે જે છે ન, વિચક્ષણ કે મતિવાન,
સ્વજાતિને પોષવા,[1] સદા રાખે તે ધ્યાન;
જીવિકાથી[2] એક એકને બક્ષે નિરાંત,
ધર્માદા દઇ અન્ન, સર્વને પાડે શાન્ત;[3]
તો વિશેષ એનાથી કઈ, ગેરઆબરૂ છે અહીં,
કે મનમાં પાશ[4] મનુષ્યને, હોય મનુષ્યતણો નહીં. ૪૩૯
અરે ગજબ ! સર્વથી, જાતિ જે શ્રેષ્ઠ અપાર,
પોતે દુનિયા વિષે, ગણે ખુદને સરદાર;
ઉત્તમ જે દેવદૂતથી, પોતાને જાણે,
ઈશ્વરતણું સ્વરૂપ, બને જે આ ઠેકાણે;
તેના મનમાં મહીઈની, નિશાની હોય ન એટલી,
કે માટીના કીડા વિષે, માન્ય થઇ છે જેટલી. ૪૪૦

### પ્રભુપ્રાર્થના.

ઓ પ્રભુ ! રસૂલમદની[5] કેરે પૂન્ય પ્રતાપે,
કે, સહાયકારી જે, હતા સૌના વણમાપે;
જેને દૂર નજીક, હતા મનથી સૌ વહાલા,
મક્કાના વાસી કે, સીરિયન, સીધી કાળા;
જેમણે નિભાવ્યા સંગમાં, તોફાનીને સર્વદા,
જેમણે ભૂંડાઓનું ભલું, ચાહ્યું અંતરમાં સદા. ૪૪૧

---

૧ પોષણ કરવું. ૨ ગુજરાન. ૩ ધીરા–ઠંડા. ૪ લાગણી. ૫ મદિનાના રસૂલ એટલે હઝરત મુહમ્મદ ( સ૦ )

તેઓ અને તેમના, વંશને પૂન્યે હાલ,
ઓ પ્રભુ ! જલદી હાથ, હવે ઉમ્મતનો ઝાલ;
મોકલ તે પર કૃપા-વાદળું તારૂં એક,
લાઞ્છન રૂપી ધૂળ, ધુવે જેથી તે છેક;
તેની હયાતીથી ધર્મને, નામોશી લાગે સહી,
જોતાં ઇસ્લામ કમી થયો, તેની પડતીથી અહીં. ૪૪૨

શીખવ, કરવી ફિકર, તેમને કાલની આજ,
ખશેડ પડદો નજર, કનેથી ગરીબનિવાજ[2];
બતાવ સ્થાનક ખેલ, જમાનાનાં જોવાનું,
સુઝાડી દે આજ તું, હોય જે કાંઇ થવાનું;
કે જેથી ધાબાં વૃષ્ટિની, પહેલાં તે બાંધે સદા,
તોફાન થતાં અવ્વલ તેઓ, નાવ બનાવે સર્વદા. ૪૪૩

બચાવ તે તંગસ્થાનના[3] દુખમાંથી સહાય,
જ્યાં રસ્તો પંથી ને, ભોમિયાથી ગુમ થાય;
મિત્ર કે ન સ્નેહિની, મદદની આશ રખાય,
લાકડી ને હાથની, મદદ પણ દૂર પળાય;[4]
ડાબી જમણી બાજુ વિષે, ગાઢ[5] તિમીર રહે તરી,
આશાઓને બદલે દિલે, હોય નિરાશાઓ ભરી. ૪૪૪

**સમાપ્ત.**

---

૧ ગરીબને બક્ષનાર. ૨ સાંકડી ગલી. ૩ જાય. ૪ અંધારૂં ઘોર.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૨ | રાશનો | રાશિનો |
| ૧૧ | ૧૬ | હુલાવી | હલાવી |
| ૧૧ | ૧૯ | સા | સો |
| ૨૦ | ૩ | લૂટાવનારા | લૂંટાવનારા |
| ૨૦ | ૧૬ | માળાએ | માળીએ |
| ૨૧ | ૧૬ | તેમ | તેય |
| ૨૪ | ૬ | નિસરણી | નીસરણી |
| ૨૬ | ૬ | સજીવન | સંજીવન |
| ૨૭ | ૧૧ | પર્તત | પર્વત |
| ૨૮ | ૧૫ | અખર | અરખ |
| ૨૯ | ૧૯ | સેકડો | સેંકડો |
| ૩૨ | ૨૨ | ગાળાનું | ગોળાનું |
| ૪૧ | ૪ | વાવટા | વાવટો |
| ૪૬ | ૧૮ | વિધાન | નિધાન |
| ૫૦ | ૧૩ | કર્યે | કર્યો |
| ૫૩ | ૯ | બધારણુ | બંધારણુ |
| ૫૯ | ૯ | ધમ | ધર્મ |
| ૬૧ | ૧૬ | ખેચાતી | ખેંચાતી |
| ૬૩ | ૫ | | ૯ |
| ૬૮ | ૧૨ | આત | અતિ |
| ૭૨ | ૧૫ | ખહિં | અહિં |
| ૭૩ | ૧૬ | તોહમનો | તોહમતો |
| ૭૩ | ૨૧ | ટટો | ટેટો |
| ૭૮ | ૧૦ | જિન | નિજ |
| ૮૩ | ૬. | જોતા | જોતાં |
| ૮૯ | ૨૨ | બડશે | બૂડશે |
| ૯૭ | ૧૫ | સિકંકર | સિકંદર |
| ૧૦૬ | ૧૨ | કંઈ | કાંઈ |
| ૧૦૯ | ૮ | ઉન્નાત | ઉન્નતિ |
| ૧૧૨ | ૧૭ | આતશે | અતિશે |
| ૧૧૬ | ૨૦ | ગર્વિષ્ટને | ગર્વિષ્ટ ને |
| ૧૨૦ | ૧૮ | અહીં | સહી |
| ૧૨૪ | ૧૯ | જે | છે |
| ૧૨૯ | ૧૭ | વિષે | વિષે |
| ૧૩૧ | ૨૨ | સેપાઇ | સિપાઈ |
| ૧૩૩ | ૨ | પૂર્વને | પૂર્વ ને |
| ૧૩૬ | ૧૯ | જ્ઞાતી | જ્ઞાની |
| ૧૪૨ | ૨૦ | સંહી | સહી |